# ભાટીઆની કુળકથા.



એ ગ્રંથ

મૂળ હિંદી ભાષામાંથી

ભાષાંતર કરી

મથુરાદાસ લવજીએ

જ્ઞાતિબંધુઓને ભેટ કરવાસારૂ છપાવ્યો.

મુંબઈ.

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યો.

પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૪૦.

# વિજ્ઞપ્તિ.

આ ગ્રંથ ન્યાતિબંધુઓને પોતાની જાતનો ઈતિહાસ જાણવાને ઉપયોગી જાણીને મૂળ હિંદુસ્તાની ભાષામાં છપાયલા ગ્રંથનો ગુજરાતીમાં તરજુમો કરી તેમાં થોડો વધારો કીધો છે. આ મારી નાની ભેટ મારા ન્યાતિબંધુઓ અંગીકાર કરશે એવી આશા રાખું છું.

મથુરાદાસ લવજી.

૨૧૨૩

# ભાટીઆની કુળકથા.

## પ્રકરણ ૧ લું.

### ચંદ્રવંશી રાજાઓ.

શ્રીમદ્ભાગવતના નવમા સ્કંધના ચૌદમા અધ્યાયમાં લખેછે કે નારાયણથી બ્રહ્મા ઉત્પન્ન થયા. બ્રહ્માથી અત્રિમુનિ અને અત્રિમુનિથી ચંદ્રમા. બૃહસ્પતિની સ્ત્રી તારાથી ચંદ્રમાને બુધનામનો એક પુત્ર થયો. તે બુધ ઈલાનામની સ્ત્રીવેરે પરણ્યો હતો, તેનાથી તેને પુરૂરવા નામનો મહાપ્રતાપી, તેજસ્વી અને સુંદર પુત્ર થયો. એ પુરૂરવાને ઉર્વશીથકી છ પુત્ર થયા. તેમાંના સહુથી મોટાનું નામ આયુ હતું. તેના વંશમાં જન્હુ નામે મહાત્મા રાજા થયો, જેના નામઉપરથી ગંગાનદીને જાન્હવી એ નામ આપવામાં આવ્યું છે.

ઉપર જણાવેલા બુધના પુત્ર પુરૂરવાના વંશમાં નહુષ નામે એક પ્રસિદ્ધ રાજા થઇ ગયો. તે નહુષનો પુત્ર યયાતિ. તેણે પોતાના પાંચ ભાઈઓ હતા, તેમને રાજ્ય સમભાગ કરા વેંહેંચી આપ્યું. દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યની પુત્રી દેવયાની સાથે એ યયાતિરાજા પરણ્યો હતો. તેનાથી તેને યદુ અને તુર્વસુ નામના બે પુત્ર થયા.

---

## પ્રકરણ ૨ જું.

### યદુવંશી રાજાઓ.

યદુના વંશમાં કેટલીએક પેઢી થયા ઉપરાંત સહસ્રાર્જુન મોટો ચક્રવર્તી રાજા થઇ ગયો. તેને ઘણા પુત્ર હતા, તેમાંના માત્ર પાંચ

જીવતા બચ્યા. બાકીના સઘળાને પરશુરામે મારી નાખ્યા. બચેલા પાંચ પુત્રમાંના જયધ્વજ નામના પુત્રથી તાલજંઘ નામે ક્ષત્રી ઉત્પન્ન થયો. તેના વંશમાં મધુનામે મોટો પ્રતાપી રાજા થયો. એજ કારણથી કૃષ્ણને માધવ કહેછે. મધુનો પુત્ર વૃષ્ણી થયો, તે ઉપરથી યદુવંશીઓને વૃષ્ણીવંશી પણ કહે છે. વૃષ્ણીનો પુત્ર શિશુવિન્દ મોટો ધરમાત્મા થયો. તે ઘણી સ્ત્રીઓ સાથે પરણ્યો હતો. તેમનાથી તેને ઘણાએક પુત્ર થયા. તેમાં સહુથી મોટો પુરૂજીત અને નાનો જામઘ નામે હતો. જામઘની સેવ્યા નામે સ્ત્રી હતી, તેથી તેને વિદર્ભ નામે પુત્ર થયો. એક વખતે રાજા જામઘ વિદર્ભદેશના રાજા સાથે લડવા ગયેલો, ત્યારે કોઇ ભોજવંશીની એક સુંદર કન્યા છીનવી લાવ્યો હતો, તેની સાથે એ વિદર્ભને પરણાવ્યો અને તેને રાજ્યાસનઉપર બેસાડી જામઘ સ્ત્રી સમેત વનમાં ચાલ્યો ગયો, અને રાજા વિદર્ભ ધર્મરાજ્ય કરવા લાગ્યો.

રાજા વિદર્ભને કુશ, કૃથ અને રોમપાદ એ નામના ત્રણ પુત્ર હતા, રોમપાદના વંશમાં જયદ્રથ નામે ચંદેલીનો મોટો પ્રતાપી રાજા થયો. તેને ત્યાં શિશુપાળનો જન્મ થયો. તેજ કુળમાં દેવાવૃદ્ધ અને વિભુ એ બન્ને પુત્ર એવા ધરમાત્મા અને જ્ઞાની થયા કે તેમના સત્સંગથી ૬૦૬૫ મનુષ્યો મુક્તિ પામ્યાં. વિભુના વંશમાં સત્રાજીત અને પ્રસેન જન્મ્યા. વિદર્ભના સંતાનમાં યુયુધાન અને સાત્વિકી મોટા બળવાન થયા. યુયુધાનને સુફલક પુત્ર થયો. સુફલકને ગાંદિની નામની સ્ત્રીથી અક્રૂર આદિક બાર બાળક ઉત્પન્ન થયા તે સઘળા વૃષ્ણીવંશી કહેવાયા. યદુના વંશમાં રાજા અંધક મોટો પ્રતાપી થયો. તેને દુંદુભી નામે પુત્ર થયો તે દુંદુભીને આહુક અને આહુકી નામનાં પુત્ર પુત્રી થયાં. આહુકથી

દેવક અને ઉગ્રસેન એ બે પુત્ર ઉત્પન્ન થયા, અને દેવકને ત્યાં દેવવાન આદિક ચાર બાળક અને દેવકી આદિક સાત કન્યાનો જન્મ થયો. ઉગ્રસેનથી કંસાદિક આઠ પુત્ર અને આઠ કન્યા ઉત્પન્ન થઇ. તે સઘળી કન્યા વસુદેવજીના નાના ભાઇયોને પરણાવી. દેવકે દેવકી આદિક પોતાની કન્યાઓને વસુદેવજીને પરણાવી.

વસુદેવની સ્ત્રી દેવકીને પેટે શ્રાવણ વદ ૮ ની રાતે શ્રીકૃષ્ણનો જન્મ થયો. વિદર્ભ દેશમાં કુંદનપુરના રાજા ભીષ્મકની રૂપલાવણ્યયુક્ત કુંવરી રૂક્મિણીસાથે શ્રીકૃષ્ણ પરણ્યા. તેનાથી તેમને પ્રદ્યુમ્ન નામનો પુત્ર થયો. તે પ્રદ્યુમ્નની રૂકમવતી નામે સ્ત્રીથી અનિરૂદ્ધ અવતર્યો. તેનું લગ્ન પ્રખ્યાત બલિરાજાનો પુત્ર બાણાસુર જે શોણિતપુરમાં રાજ્ય કરતો હતો, તેની પુત્રી ઓખાવેરે થયું હતું, તેનાથી તેને વજ્રનાભ નામે પુત્ર થયો.

જ્યારે જાદવો મદિરાપાનથી મદોન્મત્ત થઇ પરસ્પર યુદ્ધ કરી નાશ પામ્યા ત્યારે માત્ર ઉદ્ધવ અને વજ્રનાભ એ બેજ બચ્યા. જાદવકુળનો ક્ષય થયો તે સમયે વજ્રનાભ શોણિતપુરમાં પોતાને મોસાળ હતો. તેનું ચૌદ વર્ષનું વય થતાં તે મહા વિચક્ષણ થયો. હવે ઉત્તરાના ઉદરમાં શ્રીકૃષ્ણે અભિમન્યુના પ્રતાપી પુત્ર પરીક્ષિતનું રક્ષણ કર્યું હતું તે ઉપકાર સંભારીને શોણિતપુરમાં રાજા બાણાસુરને ઘેર જઇ તેને તેડી લાવી સુરસેન* અને માથુર† જે જાદવના દેશ તે બન્નેની ગાદીઉપર તેને બેસાડયો પછી ત્યાંથી પરીક્ષિતરાજા હસ્તિનાપુર ગયો.

---

* † ભાટિયાની કુળકથાના પુસ્તકમાં એ બે નામો આપેલાં છે; પણ ભાગવતમાં ઇન્દ્રપ્રસ્થ અને મથુરાનું રાજ વજ્રનાભને આપ્યું એમ છે. ઇન્દ્રપ્રસ્થ તે હસ્તિનાપુરનું એક ગામ.

વજ્રનાભે પ્રજાને પુત્ર સમાન ગણી બહુ સુખ આપ્યું અને ધર્મરાજ ચલાવવા લાગ્યો. તે મોટો તેજસ્વી અને પ્રતાપી હતો પછી ત્યાંથી તેણે દ્વારિકા જઇ મંદિરમાં શ્રીકૃષ્ણની મૂર્ત્તિ સ્થાપન કરી. તેનું નામ રણછોડજી રાખ્યું. તે સ્થળે યજ્ઞ કરી બ્રાહ્મણોને અગણિત દાન દીધાં. ત્યાંથી આવી મથુરામાં વસ્યો. તેનો વંશ આજસુધી ચાલ્યો આવે છે.

વજ્રનાભનો પુત્ર પ્રતિબાહુ, તેનો પુત્ર સુબાહુ, તેનો પુત્ર શાંતિસિંહ, તેનો પુત્ર શ્રુતસેન. એ પ્રમાણે અનુક્રમે જે પાટવી કુંવરો એ વંશના ગાદીઉપર બેઠા તેમનાં નામ નીચે પ્રમાણેઃ—

૧ જયપાળ, ૨ વિજયપાળ, ૩ દિગપાળ, ૪ સુરસેન, ૫ સુરધ્વજ, ૬ સિંહધ્વજ, ૭ અગ્રસેન, ૮ ભોજપતિ, ૯ સંગ્રામસેન, ૧૦ સુરસેન, ૧૧ ઇન્દ્રસેન, ૧૨ મયુરધ્વજ, ૧૩ અનિરૂદ્ધ, ૧૪ સંગ્રામજીત, ૧૫ વીરસેન, ૧૬ ઉગ્રસેન, ૧૭ ઇન્દ્રસેન, ૧૮ વીરસેન, ૧૯ ધીરજપતિ, ૨૦ ઇન્દ્રપતિ, ૨૧ પૃથિરાજ, ૨૨ અનિરૂદ્ધ, ૨૩ રેવાપતિ, ૨૪ મધુસુદન, ૨૫ મયુરધ્વજ, ૨૬ મેઘપતિ, ૨૭ મૂળરાજ, ૨૮ ઉગ્રસેન, ૨૯ વીરસેન, ૩૦ વિજયપાળ, ૩૧ અજેપાળ, ૩૨ ધર્મકેતુ, ૩૩ વીરસેન, ૩૪ મયુરધ્વજ, ૩૫ મકરધ્વજ, ૩૬ પૃથિરાજ, ૩૭ ઇન્દ્રસેન, ૩૮ વિજયપાળ, ૩૯ અમરસેન, ૪૦ ગેધાસન, ૪૧ હરિસંગ, ૪૨ કંસકાળ, ૪૩ બળભદ્ર, ૪૪ પ્રદ્યુમ્ન, ૪૫ શત્રૂસેન, ૪૬ વીરસેન, ૪૭ વીરભદ્ર, ૪૮ વિજયપાળ, ૪૯ નારસંગ, ૫૦ સંગ્રામજીત, ૫૧ વીરાસન, ૫૨ સુરસેન, ૫૩ દેવીસંગ, ૫૪ દેવદત્ત, ૫૫ યજ્ઞદત્ત, ૫૬ ઇન્દ્રસેન, ૫૭ વીરભદ્ર, ૫૮ જયપાળ, ૫૯ જગપ્રસાદ, ૬૦ ઉગ્રસેન, ૬૧ સુરસેન, ૬૨ રણજીતસંગ, ૬૩ સંગ્રામજીત, ૬૪ ભરકસેન, ૬૫ વીરોચન,

૬૬ પૃથિરાજ, ૬૭ દેવદત્ત, ૬૮ ઇન્દ્રદત્ત, ૬૯ રૂષિરાજ, ૭૦ ચારૂ-મતિસેન, ૭૧ મેધાસન, ૭૨ પૃથિરાજ, ૭૩ વીરોચન, ૭૪ હરપ-સેન, ૭૫ ભરકસેન, ૭૬ જેસંગ.

એ જેસંગને ત્રણ પુત્રો હતા, તેમાં સહુથી મોટો વિજયપાળ હતો. અજયરાજ અને વિજયરાજ બે નાના પુત્રો હતા. તે બન્નેની અને વિજયપાળની મા નોખી હતી.

મથુરામાં જે સમયે જેસંગ રાજ કરતો હતો તે વખતે બેઆનાનો રાજા અજેપાળ મધુપુરી લેવા તેનાપર ચઢી આવ્યો. જેસંગ અને અજયપાળ વચ્ચે ઘોર સંગ્રામ ચાલ્યો.

બાણોથી આકાશ છવાઇ ગયું, હયના હણહણાટ અને ગજની ચિસોથી યોદ્ધાઓના કાન બેહેર મારી ગયા. રણક્ષેત્રમાં રૂધિરની ધારા વહી. સ્વારશું સ્વાર અને પાયદળશું પાયદળ એમ લઢવા લાગ્યા. યોદ્ધાઓનાં શસ્ત્ર રણક્ષેત્રમાં વિજળીની પેઠે ચમકવા લાગ્યાં. રણભૂમિએ ભયંકર રૂપ ધારણ કર્યું. શૂરવીરો જીવવાની આશા તજી માર! માર! એમ મુખેથી પોકારતા હતા. એ પ્રમાણે ૭ મહિના સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. અંતે જેસંગ રણક્ષેત્રમાં પડ્યો. તેના ત્રણે પુત્રો મથુરા છોડી એક હજાર પાંચસે જાદવોને સાથ લઇ કરેલી ગામમાં ગયા. તેમનું કુટુંબ પણ તેમની સાથેજ હતું. હવે જાદવો* મથુરામાં આસરે બે હજાર રહ્યા.

---

* હાલ જાદવોની વસ્તી મથુરા, મુખરાઇ, સંકતી, બરસાનો, મોડાઇ, ભોળા, ઓઝાની, ચંદ્રાવળી, કરેલા, ઊંચોગામ, શાહાર અને માટગામ વગેરેમાં છે. તેમની સંખ્યા આસરે ૨૫૦૦૦ ની છે. ખેતીવાડી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. કેટલાક સિપાઇ-ગિરી પણ કરે છે.

જેસંગનો મોટો પુત્ર વિજયપાળ કરેલીની ગાદીઉપર બેઠો. બે નાના ભાઈ ઓરમાયા હતા, તેથી વિજયપાળે તેમનો યોગ્ય સત્કાર ન કર્યો, તેથી તે બન્ને ભાઇઓ ઉદાસ થયા. તેમણે પોતાના મનમાં વિચાર કીધો કે અહીં રેહેવું આપણને ઉચિત નથી. પછી તેઓ ત્યાંથી સાત ગાઉઉપર એક અરણ્ય હતું ત્યાં ગયા.

તે સ્થળે અંબામાતાનું મંદિર હતું. દંતકથા એવી ચાલેછે કે તે બન્ને ભાઇઓએ વિચાર કીધો કે જગત્ જનની અંબાને છોડી આપણે કોને શરણ જઇયે? સાક્ષાત્ જગદંબાનાં ચરણ આગળ મરણ પામવું તેજ ભલું. ક્ષત્રી થઇ બીજા કોને જાચિયે? પછી મનસા, વાચા, કર્મણાએ અજેરાજે અનુષ્ટાન કરવા માંડ્યાં. વિજયરાજ ઝાડુ કાઢી તે સ્થળ સ્વચ્છ રાખતા અને પત્ર, પુષ્પ, ફળ લાવી દેવીની સેવામાં દિવસ ગાળતા. એ પ્રમાણે માતાની સેવા કરતાં બાર મહિના વીતી ગયા; તોપણ દેવી પ્રસન્ન ન થઇ તેથી માથું હોમવાનો વિચાર કરી પોતાની પાસે જે જે વસ્તુઓ હતી તે સરવે સાધુસંતોને આપી દીધી. તે એવા વિચારથી કે જો માતાજી પ્રસન્ન થાશે તો પાછું ઘણુંએ મળી આવશે. પછી જ્યારે મસ્તકપૂજા કરવા લાગા ત્યારે જગતઅંબા બોલ્યાં કે "અરે! પુત્રો હું તમારીઉપર પ્રસન્ન થઇ છું. તમે મનગમતું વરદાન માગો." ત્યારે બન્ને ભાઈઓ બોલ્યા કે અમે ક્ષત્રીના કુળમાં અવતર્યા છૈયે માટે અમે સ્વતંત્ર રાજ માગીયે છૈયે. એવું સાંભળી અજેરાજપ્રત્યે અંબિકા બોલ્યાં "કે તમે ભટ્ટીમાં મસ્તક હોમવા તત્પર થયા, તેથી તમારૂં ભાટી* નામ વિખ્યાત

* ભટ્ટીઓનું રાજ જેસલમેરમાં સ્થાપવામાં આવ્યું તેનો. મૂળ પુરૂષ ભૂપત. એ ભૂપતનો ભાઇ નરપત તે જાડેજાઓનો મૂળપુરૂષ.

કરો. તમે થલીમાં જઇ રાજ કરો ને નગર વસાવો. મારી આશીશથી તમારૂં સદા કલ્યાણ થશે." પછી વિજેરાજને મસ્તકે માતાજીએ જમણો હાથ મુક્યો અને કહ્યું કે તમે જઇને સૌવીર દેશમાં રાજ કરો. મારૂં નામ આશાપુરી દેવી રાખો અને કચ્છદેશમાં તે નામથી મારી પ્રસિદ્ધી કરો. તમારી જાતનું નામ જાડેજા ધરો અને રણજીત એવા રજપૂતની તમને પ્રાપ્તી થાઓ. તમે કુટુંબવાળાં ત્રણસે ઘર લઇ મનગમતા પશ્ચિમ દેશમાં જાઓ. તમે દરરોજ મારા મંદિરમાં ઝાડુ કાઢતા તેથી જાડેજા નામથી સદા સુખ પામો.

એવી દેવિની આશીશ લઈ તેને ચરણે નમી અજેરાજ થલી દેશમાં આવ્યા. તેણે દેવીના પ્રસાદથી જેસલમેર વસાવ્યું એ અજેરાજના ત્રણ પુત્ર ભાટી નામથા વિખ્યાત થયા. તેમણે થલીમાં રાજ કરી તે નગરમાં પોતાની જાતનાં ૪૦૦ ઘર લાવી વસાવ્યાં. એ ઊપરથી જાદવમાંથી ભાટી થયા એવું સિદ્ધ થાયછે.

---

## પ્રકરણ ૩ જું.

### ભાટી વંશની કથા.

ભાટી વંશમાં એક પછી એક એમ ગાદીઉપર જે પુરૂષો બેઠા તેમના નામ નીચે પ્રમાણે:—૧ ભાટીસંગ, ૨ રણજીતસંગ, ૩ અજેપાળ, ૪ નાહરસંગ, ૫ ભારસંગ, ૬ વીરસંગ, ૭ માધવસંગ,

---

અને બીજો ભાઈ અસપત તે ચુડાસમા રજપૂતોનો મૂળપુરૂષ. અસપતને ઉગ્રસેન પણ કહેછે. તેણે ગિજનીમાં રાજ કર્યું અને તેના વંશના લુરાબેલામાં હાલમાં રાજ્ય કરેછે અને ત્યાં તે જામને નામે ઓળખાયછે.

૮ ભાટીસંગ, ૯ વિજયસંગ, ૧૦ જયસંગ, ૧૧ નાહરસંગ, ૧૨ ફ્તેહસંગ, ૧૩ વીરભદ્ર, ૧૪ હરિસંગ, ૧૫ માનસંગ, ૧૬ ભદ્રસંગ, ૧૭ રણજીતસંગ, ૧૮ વિજયસંગ, ૧૯ ફતેહબાદર, ૨૦ અજીતસંગ, ૨૧ અભેસંગ, ૨૨ રામસંગ, ૨૩ અજેપાળ, ૨૪ માધોસંગ, ૨૫ વિજેપાળ, ૨૬ રાજપાળ, ૨૭ મૂળરાજ, ૨૮ ધોકલસંગ, ૨૯ માનસંગ, ૩૦ જાલમસંગ, ૩૧ જોધરાજ, ૩૨ દેવરાજ, ૩૩ શાંતનસંગ, ૩૪ મેઘરાજ, ૩૫ દેવીસંગ, ૩૬ રાજરાઓ, ૩૭ મોતીસંગ, ૩૮ જોધરાજ, ૩૯ જેઠરાજ, ૪૦ વિજયસંગ, ૪૧ ભીમસંગ, ૪૨ ભોગળસંગ, ૪૩ મૂળરાજ, ૪૪ પૃથિરાજ, ૪૫ ફતેહસંગ, ૪૬ નારહસંગ, ૪૭ નવલસંગ, ૪૮ અજીતસંગ, ૪૯ અભેસંગ ૫૦ સંગ્રામસંગ, ૫૧ માધોસંગ, ૫૨ રામસંગ, ૫૩ અજેપાળ, ૫૪ મદનસંગ, ૫૫ કીશોરસંગ, ૫૬ વીજેપાળ, ૫૭ રાયસંગ, ૫૮ જેસંગ ૫૯ પૃથોસંગ, ૬૦ રામસંગ, ૬૧ મેઘરાજ, ૬૨ ફતેહસંગ, ૬૩ જાંગીરસંગ, ૬૪ પૃથીસંગ, ૬૫ દાનસંગ, ૬૬ જાલમસંગ, ૬૭ જોધરાજ, ૬૮ દેવીસંગ, ૬૯ અજીતસંગ, ૭૦ જેસંગ, ૭૧ નારસંગ, ૭૨ કુશલસંગ, ૭૩ રણજીતસંગ, ૭૪ ઉમરસંગ, ૭૫ ફતેહસંગ, ૭૬ રણજીતસંગ, ૭૭ મોતીસંગ, ૭૮ ભીમસંગ, ૭૯ જેસંગ.

એ જેસંગ જગતનો દીવો હતો. માળી જેમ પાણી પાઇ ઝાડનું પોષણ કરેછે તેમ તે પ્રજાનું પાલન કરતો હતો. સંવત ૧૧૮૦ સુધી થલીદેશમાં રીતિસર રાજ કર્યું. ઇકોત્તેર પેઢી સુધી ભટ્ટી જેસલમેરમાં રહ્યા. પછી પાદશાહસાથે રાઢ થઈ. ઈરાન* દેશથી અસુરનું મોટું સૈન્ય લઈ દેશનો ભંગ કરવા શાહાબુદ્દીન ગોરી ચડયો. પછી દિલ્હીમાં આવી મોટો સંગ્રામ કર્યો

* આ અસંભવિત લાગે છે.

અને પૃથિરાજ ચોહાણને પકડી લીધો. તેણે દિલ્હીનાં તખત ઉપર એક વરસ સુધી રાજ કર્યું અને પૃથિરાજનાં બાણથી મરણ પામ્યો. સુલતાન મહંમદગોરી દિલ્હીનો પાદશાહ થયો. તે ૭ લાખ માણસની ફોજ લઈ દિગ્વિજય કરવા નિકળ્યો. વીસ હજાર લશ્કર જેસલમેર ઉપર આવ્યું. અને ત્રણ કોશપર આવી મુકામ કર્યો. સંવત ૧૨૦૮ માં પાદશાહે પોતાનાં લશ્કરને રણમાં આગળ કીધું. પ્રભાત સમયે ક્ષત્રી રણે ચઢયા અને એક હલ્લામાં જેસલમેર આગળના જુદ્ધમાં પાંચ હજાર અસુર ખપી ગયા. એજ પ્રમાણે ક્ષત્રીઓએ નામનું નીર રાખ્યું અને અસુરનાં લશ્કરને પલાયન કરવાની ફરજ પડી. ત્યાંહાંથી નાહાસી પાદશાહ વાસ કોસપર જઈને રહ્યો. પછી પાંચ મહિના રહી વળી તેણે મોટું લશ્કર એકઠું કર્યું અને લડવાની આશાએ આવ્યો. અને પાછી ભારી લડાઈ થઈ. બે દિવસ સુધી લડાઈ ચાલી. તે વખતે પાંચસે ક્ષત્રી કેસરીયાં કરી પડયા તેથી અસુરનું લશ્કર અટકી પડયું. હવે વિધિપ્રમાણે જે પાંચસે શૂરવીરો રણમાં પડ્યા હતા તેમનાં ક્રિયાકર્મ કીધાં. પછી પાછાં લડાઈપર ચડવાનો વિચાર કીધો. પણ કહેછે કે એક વૃદ્ધનાં સ્વપ્નામાં જેસલમેરની માતાએ આવી કહ્યું કે "હવે આહિંયાંથી સકુટુંબ ભાગી જાઓ. તમે નહીં જય પામો." તેથી સંવત ૧૨૦૯ નાં ફાગણસુદ ૧૧ ને દિવસે મધરાતે આસરે બેહજાર માણસનું કુટુંબ લશ્કરની વચમાંથી પંજાબ દેશતરફ ચાલ્યા અને ત્યાં જુદાં જુદાં ગામોમાં જઈ વસ્યા. શસ્ત્ર છોડી ક્ષત્રીઓ વેપાર વ્યવહાર જેને જેમ પસંદ આવ્યો તેમ કરવા લાગ્યા. વૈશ્યવૃત્તિને અનુસરીને તે ત્યાં મોટા વેપારી થયા. કેટલાએકને રાજમાં

સન્માન મળ્યું તે તેહેશીલદાર થયા. એમ જેસલમેર તૂટી ત્યારે ત્યાં પાદશાહી સ્થપાઈ તેમાં જે ક્ષત્રી રહ્યા તે ભ્રષ્ટ થયા. ત્યાં ૧૨૮૦ સુધી પાદશાહી રાજ રહ્યું. તેથી કોઈપણ કારણસર પેલા પંજાબ ગયલા ક્ષત્રીઓ જેસલમેર આવ્યા નહીં. વિજયસંગના સુત રાય જેસંગજી રણમાં ખપ્યા. તેમના પુત્ર મહાવિચક્ષણ અજીતસંગ થયા. તેમણે પાદશાહની ચાકરી એક ચિત્તથી કરી. તેથી પાદશાહે પ્રસન્ન થઇ તેમનો રાજ્યાભિષેક કર્યો. તેજ વંશ અદ્યાપિ જેસલમેરમાં રાજ કરે છે.

---

## પ્રકરણ ૪ થું.

### ભાટિયાની કથા.

હવે પંજાબમાં સહુ જુદાં જુદાં ગામોમાં જઈ વસ્યા અને પોતાની મરજીપ્રમાણે વેપાર ધંધો કરવા લાગ્યા. પણ પોતાનાં પુત્ર પુત્રીને લગ્ન કરી શી રીતે ઠેકાણે પાડવાં તે બાબતમાં તેઓને વિચાર આવ્યો કે ત્યાંથી કોઇ આવે નહીં અને આપણથી ત્યાં મુસલમાનીમાં જવાય નહીં; વળી દેશ પણ દૂર પડયો હવે ઉપાય શો કરવો? ક્ષત્રીની રીત તો સઘળી છુટી ગઈ ને સઘળો વૈશ્યનો વ્યવહાર થઈ પડયો તેને રજપૂતો* કન્યા આપે નહીં તેનો ઇલાજ શો કરવો? એ વિચારમાં કેટલોએક કાળ નીકળી ગયો. હવે કેટલીક પુત્રીઓનો કન્યાકાળ વ્યતીત થઈ જવા લાગ્યો ને પુત્રો પણ કુંવારા ઘણા હતા તેથી સર્વે મળી વિચાર કર્યો કે

---

* રજપૂતોમાં ચાલ છે કે જેને કબજે જમીન હોય તેને કન્યા આપવી. જમીન છુટી જાય તો જમીનવાળાની કન્યા ન મળે, તે કરડિયો કેહેવાય-

આપણે મુલતાન જવું અને બ્રહ્મસભા બોલાવી આપણી રીત મુકરર કરવી. નાહરસંગ, નવલસંગ, દેવીસંગ, જેઠમલ, જોધરાજ અને ઉમરસંગ આવ્યા. બીજા જાતવાળા પણ જ્યાં ત્યાંથી આવી એકઠા થયા. હવે મુલતાન શેહેરમાં સારા સારા શાસ્ત્રના જાણીતા બ્રાહ્મણો હતા તેમને વિનંતિપૂર્વક વાત વિસ્તારી કહી: અને પૂછ્યું કે હવે અમારે નિર્વાહ કઈપેરે કરવો? એવું સાંભળીને ધર્મનીતિને અનુસરીને મયુખ અને મિતાક્ષરા ગ્રંથોમાં જોઈ અને રૂષીઓનાં વાક્યનો વિચાર કરી બ્રાહ્મણોએ કહ્યું કે ૪૯ ઓગણપચાસ પેઢીમાં તમારા સઘળાં ગોત્ર બાંધો. પછી ઉપર જે પેઢી રહી તે સઘળી જાત કેહેવાય. તેમાં સઘળાએ વ્યવહાર કરવો એ શાસ્ત્રની આજ્ઞા છે. ભાટિયાઓએ માંહોમાં વિચાર કીધો કે ઝાઝી પેઢી જ્યાં વીતી ગઇ ત્યાં એમાં કાંઈ દોષ નથી. ત્યાંથી સઘળી ન્યાત પોતાને ઘેર આવી અને અટક બાંધી. ઓગણપચાસ પેઢી કાપી બાકી જે રહી તે જાત. તેમણે ગામ, નામ અને કૃત્યથી વિખ્યાત નુખ બાંધી. ભટ્ટીના તે ભાટિયા એ તો સહુ સંસાર જાણે છે. જે સિંધ ગયા તેમનો પણ રજપૂતપણાનો વિચાર જતો રહ્યો. તેમણે નુખ બાંધી કોઈ ગામ ઉપરથી, કોઈ નામ ઉપરથી, કોઈ કર્મ ઉપરથી અને કોઈ વેપાર ઉપરથી. એ પ્રમાણે ભાટિઓમાં નુખ પ્રસિદ્ધ છે તે નીચે પ્રમાણે:—

## ૧ રાય ગાજરીયા.

ગાજરી ગામના રાજાની સાથે બસેં આઠ ઘર મળ્યાં. મોટી નુખ એમની થઇ અને સઘળાએ મળી શેઠ ઠરાવ્યા. એ ગા-

જરીયાની નુખમાં મોટા કારજ પ્રસ્તાવ થયા. તેઓ દાન દેવામાં ઘણા કુશળ ને રાજા જેવો ભાવ રાખતા.

## ૨ રાય હરિયા.

રાય હરિસંગમાં ઉડતાળીસ ભાઇ મળ્યા. તે ઉત્તમ ભક્ત હતા ને જગદીશનું સ્મરણ કરતા હતા.

## ૩ રાય સપટ.

થલીનું સાપટા ગામ તે ઉપરથી સપટ કેહેવાયા. ખીમાજી આદિ લઇને પચ્ચીસ ઘર હતાં. દેવી દેવી જપતા ને મનમાં ગર્વ રાખતા. મળે ત્યારે સત્કાર કરે.

## ૪ રાય પંચલોડીયા.

૧ જેસા, ૨ રાય; ૩ નવલજી, ૪ જોધા અને ૫ વીરાસન એ પાંચ ભાઈનાં માથાં રણમાં કામ આવ્યાં. તેનો પુત્ર બહાદરસંગ હતો તેણે પાંચનાં નામ રાખવાસારૂ પંચલોડીયા નુખનું નામ રાખ્યું. તેમાં ભાઈ કુટુંબ સહુ મળીને ઘર ૨૭ થયાં. તેઓ પુરૂષાઓની* પૂજા કરે અને સહુને આશીશ આપતા.

## ૫ રાય રામીઆ.

અજેરાજ નામે રામચંદ્રના ભક્ત હતા અને તેથી તે રામીઆ કેહેવાતા. તે સોળ ભાઈઓ હતા. તેઓ ધર્મ, નીતિ ને આચાર પાળવામાં કુશળ હતા. રામનામનું રટણ કરતા અને અસત્ય બોલતા નહીં.

---

૧ લડાઈમાં મરણ પામેલા શૂરા મનુષ્યની મૂર્ત્તિકરી રાખે છે. એવા શૂરા માણુસને પુરૂષ કહેછે. તે શૂરાના પાલીયા કચ્છનાં ઘણાંએક ગામડામાં ઉભા કરેલા જોવામાં આવે છે,

## ૬ રાય પદમસી.

રાય પદમસી રણમાં મુવા. તેમનો પુત્ર ઉદેરાય ફોજમાં ચાકરી કરતો ને મોટો પ્રતાપી કેહેવાતો. દેરામાં રેહેતો અને મીરખાન સાથે પ્રીત હતી. તે સત્તાવીસ ભાઇ હતા. રાજકાજમાં મોટા મોટા ઉપચાર કરતા તેથી ઉમરખાન એમની સલાહ લેતો.

## ૭ રાય વેદ.

મેઘરાજનો પુત્ર માન છે, એ વૈદવિદ્યા સારી જાણતો. તે સઘળા મળીને ત્રીસ ભાઇ હતા. પરમાર્થમાં માન નિપુણ હતો અને ગરીબોનું ઘરમાંથી સન્માન કરતો.

## ૮ રાય સુરૈયા.

રણમાં શૂરો સુજાણ નામે હતો. તેણે મ્લેચ્છોને મારી હઠાવ્યા. તે રણમાં મુવો ત્યારે તેની સ્ત્રી સતી થઇ. તેના પાંત્રીસ ભાઇઓ હતા. તેમને એવું મન થયું કે તેનું નામ વિખ્યાત કરવું, તેથી સુરૈયા નામની નુખ રાખી.

## ૯ રાય પલીજા.

પરમાજી ભાટી પલીજા ગામમાં રેહેતો. તે થલીમાં ચોરી કરતો ને લડાઈ પણ કરતો. એ પલીજા પચીસ ભાઇ હતા. તે રસનો વેપાર કરતા. તેઓ ભાવલપુરમાં રેહેતા ને મનના મોટા ઉદાર હતા. હીજુમલ્લ સરદારની સાથે મનમેલાપ તેથી પારકાં મેહેસુલની ચોરી કરીને વળી પુકાર કરતા.

## ૧૦ રાય દુતિયા.

દુતા ગામના ભાટી તે દુતિયા કેહેવાયા. તેમાં અરજણજી સુજાણ હતો. તેમનાં ભેગાં ચોવીસ ઘર મળ્યાં હતાં. તે દેવીનો

જપ કર્યા કરતા તેથી દેવીદાસ કેહેવાયા. દેવીની પૂજા કરતા ને દેવી તેમને સહાય હતી.

## ૧૧ રાય ગોકુળગાંધી.

રાવતજી રણમાં ખપ્યા. તેના પુત્ર નવલજી દશ વર્ષના હતા. તે મુલતાનમાં રેહેતા, અને ગોકુળગાંધીની દુકાનમાં રહ્યા તેથી તે ગાંધી મુવા પછી એ ગોકુળગાંધી કેહેવાયા. તેણે દોલત તથા આબરૂ મેળવી. તેમાં વીસ ભાઇ મળ્યા તે ગોકુળગાંધી કેહેવાયા.

## ૧૨ રાય જાખા.

ભીમથલીમાં જાખાજી ભાટી રેહેતા. તેમને હનુમાનનું ઇષ્ટ હતું. તે રોજ દર્શન આપતા. કાયાકષ્ટ રોજ કરતા અને જોગમાં મગન રેહેતા. તેમને વચનસિદ્ધિ હતી અને જુઠું કદી ન બોલતા. તેનાં ચોવીસ ઘર હતાં તે સર્વે એક સંપે રેહેતા હતા.

## ૧૩ રાય નચેગાંધી.

નચેગાંધી વીસ ભાઈમાં જોધરાજજી મોટા હતા. તેના પુત્ર મેઘરાજજી તે ભાવલપુરમાં રેહેતા. તે ગાંધીની દુકાનમાં ચાકરી કરતા. તેણે સંવત્ ૧૨૨૦ માં પોતાનું હાટ કર્યું. તે વચનના સાચા હતા અને ધર્મ દાન જ્ઞાનનું આચરણ કરતા. તેમને શેહેરના લોક નચેગાંધી કેહેતા. ને રામને ઇષ્ટદેવ માનતા.

## ૧૪ રાય મેદીઆ.

કુંભારાય લડાઇમાં મુવા. તે મેદી ગામમાં રેહેતા. તેનો પુત્ર ઓગો નામે હતો. તે મોટા કુટુંબી થયા. તે બાદરઅલી નવાબનાં ઘણાં કામ કરતા. તેની મેદીયાની નુખ થઇ ને તે ઓગણીસ ઘર હતાં.

## ૧૫ રાય છછીયા.

છગર એકઠા મળીને જગાડુમાં રેહેતા. દેશાજીઆદિ લઈને તેમની છછીઆની નુખ કેહેવાઈ.

## ૧૬ રાય બબલા.

થલીમાં નગુ ગામ છે તેમાં બબલા રેહેતા. ઘર બત્રીસ હતાં. શત્રુને ત્રાસ દેતા. ક્ષત્રીવટમાં નિપુણ હતા. જોધાજીના પુત્ર માન તેને બબલા કહે છે. એ ફોજ મારી જાણતા.

## ૧૭ રાય પંચાલ.

પંચાલપરામાં ભાટી રેહેતા. તેની સાથે રાયભીમ બળવાન મળ્યા. તે આઠ ઘર હતાં.

## ૧૮ રાય ગગલા.

રાય ગગલા લડાઈમાં મુવા. તેના પુત્ર માન સુજાણ હતા. તેમાં ૩૦ ઘર મળ્યાં.

## ૧૯ રાય સુઆડા.

સુઅડા ભાટીની અટક છે. તેમાં બાવીસ ઘર મળ્યાં. ઉદા-જીના મેઘો ને મૂળો બે પુત્ર હતા.

## ૨૦ નાગડા.

થલીનાં નાગડા ગામમાં છવીસ ભાઈ રેહેતા તેથી એ નુખ થઈ.

## ૨૧ રાય સરાકી.

કાજી કુતુબખાન ભાવલપુરમાં હતો તેની નોકરી તન મન દઈને કરતો. નગરમાં ચુગલખોર નવલી રેહેતો તેને કાજી સાથે અતિ પ્રીત હતી. ગામ ને જાતવાળા તેનાથી બીહીતા તેથી એની રખણી કરતા. બધાનો ઈનસાફ કરાવતો. જે આપે તેનાં વખાણ

કરતો. તેને સઘળા નવલસરા કેહેતા. એ નામ પ્રસિદ્ધ થયું. તેમાં ચૌદ ઘર મળ્યાં. તે સરા નુખ કેહેવાઈ અને તેમાં ઉદામલ્લ ઘણો જસનામી પુરૂષ થયો.

## ૨૨ રાય સોની.

સોન ગામમાં જેટલા રેહેતા, તે સર્વે સોની કેહેવાયા. તે નવ ભાઈ હતા. તેમાં રતનારાયજી મુખ્ય હતા. તે તેલનો વેપાર કરતા ને મીઠું બોલતા.

## ૨૩ રાય સોફલા.

ભુપતસંગ ભાટી રત્નને બેવડે ગુણિયે એટલાં ઘર સાથે મળ્યા. તે ગુણાકારમાંથી ત્રણ બાદ કરીયે એટલાંની સોફલા નુખ કેહેવાઈ. અર્થાત્ પચીસ ઘર હતાં.

## ૨૪ રાય જીયા.

રાય જીયા જેણે ફોજમાં રાઢ કરી તેથી તે બોતેર ગાઉ નાઠી, તે નીતિમાં સારા હતા. તેમાં સત્તર ઘર મળ્યાં. તેને રાય જીયા કેહેતા અને સહુ ચાહાતા.

## ૨૫ રાય મોગીયા.

રાય મોગીયા લડાઈમાં મુવા. તેના આઠ પુત્ર હતા. તેમાં ૨૮ ઘર મળ્યાં.

## ૨૬ રાય ઘઘા.

થલીદેશમાં ઘઘાળુ નામનું ગામ ત્યાં ગોધારાય રેહેતો. તેમાં આઠ ભાઈ રેહેતા. તેથી ઘઘા નુખનું નામ થયું.

## ૨૭ રાય રીકા.

રીકારાય રણમાં મુવા. તેમણે ફોજ બરબાદ કરી. તેનો પુત્ર જસો હતો. તેમાં બાર ઘર મળ્યાં,

## ૨૮ રાય જીધણ.

રાય જીધણ રાસામાં રેહેતા. તે ખેતીનું કામ કરતા. તેમાં ત્રીસ ઘર મળ્યાં.

## ૨૯ રાય કોઢીઆ.

ઓઢીયા ગામમાં જઈને ભાટિયા રહ્યા. તે ચાળીસ ઘર. હતાં.

## ૩૦ રાય કોઆ.

કોઆપુરમાં જે રેહેતા તે કોઆ કેહેવાયા. તે અઢાર ઘર હતાં ને ખેતીનો ધંધો કરતા.

## ૩૧ રાય ધવણ.

રાય ધવણ પુરૂષા થયા તે સહુની આશા પૂરી કરતા. તેનો પુત્ર મેઘો થયો. તેને માથે ચોટલો હતો. તેમાં અગિયાર ભાઈઓ હતા. તેથી ધવણ નુખ થઈ.

## ૩૨ રાય બબલા.

રાય બબલા પ્રસિદ્ધ હતા. ગાથા ગામમાં રેહેતા. તેમાં પુંજાજી પ્રધાન હતા. તે ઓગણીસ ઘર હતાં.

## ૩૩ રાય જીઆ.

રાય જીઆ થલીનાં ચાંદડ ગામમાં રેહેતા. તેથી ચાંદડ ભાટી કેહેવાયા. તે સોળ ઘર એકઠા મળી રેહેતાં. ખેતીનો ધંધો કરતા ને કોઈની આશા ન રાખતા.

## ૩૪ રાય વનડા.

થલીનાં વનડા ગામમાં ઘેટાં પાળી નિર્વાહ કરતા. એવાં સાત ઘર હતાં. તેની વનડા નુખ થઈ.

## ૩૫ રાય ઢગા.

રાય ઢગા રણમાં પડ્યા. તેના સાત છોકરા હતા. તેમાં ઓગણપચાસ ઘર મળ્યાં.

## ૩૬ રાય કંધિયા.

સુરારાય વગરખાંધે (માથાવિનાના) ફોજમાં લડ્યા. તેથી કંધિયાં નુખ થઈ. તેમાં દશ ઘર ખેતીનો ધંધો કરતાં અને મન મારીને મસ્ત રેહેતાં.

## ૩૭ રાય રડીઆ.

રડીયારાય થલીના રતનાર ગામમાં રેહેતા. જે આવે તેને અન્ન જળ આપતા. તેમાં છત્રીસ ઘર હતાં. તે રડીયા કેહેવાયા.

## ૩૮ રાય કજરીઆ.

મોટું ગામ મુલતાન તેની પાસે કજર હતું. તેમાં ૨૪ ઘર હતાં. તે ખેતીનો ધંધો કરતા. તેમાં માનરાય નામીચા હતા. તેને સાત દીકરા થયા તે મુખ્ય હતા.

## ૩૯ રાય સીજવલા.

સીજવલા વળાવાનું કામ કરતા. બાણવિદ્યામાં નિપુણ હતા. તેણે ઘણા ચોરને માર્યા. તેમાં સોળ ઘર હતાં. પૈસેટકે સુખી હતા. કોઈની આશા ન રાખતા.

## ૪૦ રાય જબાલા.

સિંધના જબાલા ગામમાં જઇને ચૌદ ઘર રહ્યાં તેમાં મુખ્ય જગો નરપત હતો.

## ૪૧ રાય મલણ.

રાય મલણના દીકરા મોતી મેહેરાણ હતા. તે સર્પના મંત્ર

આવ્યા હતા, હરકોઇ ઠેકાણે જેને સર્પ કરડે તે સખસ ત્રણવાર મોતી મેહેરાણનું નામ લે કે તેનું ઝેર ઉતરી જાય, તેમાં બાવીસ ઘર મળીને ગુગુલા ગામમાં રહ્યા.

## ૪૨ રાય ધબા.

રાય ધબા રોડીમાં સત્તર ઘર સાથે રહ્યા. ઊંટ ભાડે આપતા. બીજી કાંઈ આશા રાખતા નહીં.

## ૪૩ રાય ધીરણ.

રાય ધીરણ લડાઈમાં મુવા. તેના પુત્ર ઉદેરામ. તેમાં બાર ઘર મળ્યાં.

## ૪૪ રાય જાગતા.

જગતાનંદે એક ફોજમાં રાઢ કરી. પોતે ઘોડાસહિત ફોજમાં પડીને વચમાં થઈને નીકળી ગયો તેથી તેને ત્રણ ઘા લાગ્યા. તેણે પોતે ઘણા તુરકને માર્યા. તે નુખમાં અઠાવીસ ઘર મળ્યાં.

## ૪૫ રાય ખીઅરા.

ખીઅરા એક ફોજમાં પોતે સો તુરકને મારીને સલામત આવ્યો. તે પટ્ટા ખેલવામાં ઘણો ચતુર હતો. તેણે તુરકોને બરબાદ કીધા. જેસર એને સહાય હતાં. તેને ત્રણ પુત્ર હતા. અગિયાર ઘરથી એ નુખ કેહેવાઈ. તે ત્રણે પુત્રોમાં ખીઅરો બળવાન હતો. તેના ત્રાસથી શત્રૂ નાહાસી જતા.

## ૪૬ રાય થુલા.

થલીમાં સત્તર ઘર મળીને રહ્યાં તેથી થુલા કેહેવાયા.

## ૪૭ રાય સોઢીયા.

સંગમલજી સરદારનાં ઘરમાં સોઢી રાણી હતી. તેના ચાર પુત્ર હતા. તે ચોવીસ ઘર મળીને સોઢીયા નુખ ઠરાવી.

## ૪૮ રાય બોડા.

રાય બોડા સુજાણ હતા. તે બરવરમાં રેહેતા. તે ચૌદ ઘરથી મળીને રહ્યા.

## ૪૯ રાય મોછા.

અરજણજી અવતારી હતા. તેમને જેસર સાધ્ય હતી. પંચકેશ રાખતા અને તેમની મુંછ મોટી હતી. તે અરજણ મુછ્ય કેહેવાતા તેથી મોછા નામની નુખ થઈ.

## ૫૦ રાય તંબોડ.

નંદા ને નગા બે ભાઈ ભાવલપુરમાં રેહેતા. તે તંબોળનું કામ કરતા તેથી નુખ તંબોળીની કેહેવાઇ. તેમાં સત્તાવીસ ઘર હતાં. શિવની સેવા કરતા ને સદા શૂરા હતા.

## ૫૧ રાય લખણવંતા.

લખણવંત ભાગ્યવાન હતા. તેને બાર દીકરા હતા. મોટા કુ-ટુંબવાળા હતા. એકજ ઘરમાં ૧૦૭ મનુષ્ય હતાં. તેમાં આગળ ઓગણપચાસ ઘર મળ્યાં હતાં ને રામચંદ્રના ભક્ત હતા.

## ૫૨ રાય ઢક્કર.

ઢક્કરમાં બધી જાત છે. તેનાં બત્રીસ ઘર છે. સોઢા, ચાવડા, ચહુવાણ તથા પરમાર મળીને રેહેતા. તે ચારે જાત મળીને ભાટીના ગોત્રમાં આવ્યા. નાથાજી ચોહાણની સાત દીકરી. તેમાંથી લખણવંતામાં ત્રણ આપી ને ગાજરીયામાં ચાર આપી હતી. તે સર્વેની ઢક્કર નુખ થઇ.

## ૫૩ રાય ભુદરિયા.

ભૂદરિયા નામે ભાટી બાર ઘરસાથે મળીને અણસાર ગામમાં રહ્યા

## ૫૪ શાખે મોટાની નુખ.

મુલતાનમાં નારૂ લુહાણો રેહેતો. તેની કન્યા ધવણુ મનુને પ-રણાવી. સઘળી નાતે ઠરાવ કર્યો ને પછી વિવાહ કરાવ્યો. જ્યાં કન્યા આપવા આવે ત્યાં ના ન કેહેવાય. કન્યાનું નામ મોટી હતું. તેનો વંશ વિસ્તાર પામ્યો. તે બધા મોટા કેહેવાયા તેથી મોટા નુખ થઇ.

## ૫૫ શાખ અણધર.

અણધર જાતીના ભાટી હતા. તે અઢાર ઘર મળીને રેહેતા. તે એક ફોજને મારીને બારોબાર ફરતા. તેથી અણધર કેહેવાયા. તે પછે ભાવલપુરમાં રહ્યા.

## ૫૬ શાખ ઢઢાલ.

પંજાબમાં પાંચ નદી વહે છે ત્યાં ઢઢાલા ગામ હતું. તેમાં રે-હેતા. ખેતીમાંથી રાજાનો ભાગ કાઢી બાકી રહે તેઉપર પોતાનો નિર્વાહ કરતા. તે બત્રીસ ઘર રહ્યાં. તેમાં રામાજી ભાટી બધાની સંભાળ રાખતા.

## ૫૭ શાખ દેગચંદા.

દેગા અને ચંદા ભાઇ હતા. તે દાણનો ઇજારો લેતા. તેની સાથે એકવીસ ઘર મળીને તે નુખનું નામ દેગચંદા રાખ્યું.

## ૫૮ શાખ બીબલ.

બીબલ ગામમાં કુંભો ને કાહાનો બે ભાઇ રેહેતા. તેમાં બત્રીસ ઘર મળ્યાં.

## ૫૯ શાખ પ્રમલા.

પ્રમલા ને પદમા બે ભાઇ રાસા ગામમાં રેહેતા. તેમાં પંદર ઘર મળી ગયાં

## ૬૦ રાય પોથા.

પોથા, પરમા ને નાગજી એ ત્રણ ભાઇ. તેમનામાં ત્રેત્રીશ ઘર મળીને રહ્યાં.

## ૬૧ રાય પોઢધગા.

પોઢધગાના વંશમાં દીકરીઓ ઘણી હતી. દક્ષને ઘેર જેટલી કન્યા તેટલી તેને ઘેર હતી. કાનો ને કુંમો એ બે ભાઇમાં નવ ઘર મળ્યાં. તે નાનકના પંથમાં હતા. તે પોઢઘેગ બધાથી મોટી વરસોવરસ કરતા તેથી પોઢધગાની નુખ કેહેવાઇ.

## ૬૨ રાય મથુરા.

મુલતાનના ખાંની પાસે મથુરાજી ભાટી રેહેતા. તે યાચકને ઘણું આપતા. રાજકારભાર કરતા. તેમાં ચુમાળીસ ઘર મળ્યાં.

## ૬૩ રાય ફરાસગાંધી.

યંત્રથકી બધી જાતનાં અત્તર ને તેલ કાઢે તે ફરાશ કેહેવાય છે. તે જેતામલ ભાટી કરતા તેથી ફરાશ કેહેવાયા. મુલતાનના મેજુદખાનસાથે વેહેવાર રાખતા. તેનામાં એકવીસ ઘર મળ્યાં.

## ૬૪ રાય પરેગાંધી.

રાયપરા રણધીર તે રાયપોરમાં રેહેતા હતા. તે ગાંધીની દુકાન માંડતા. તેનામાં સત્તર ઘર મળ્યાં.

## ૬૫ રાય જુજરગાંધી.

પંજાબમાં જુજર ગામમાં ગાંધીનું હાટ હતું. તે હાટમાં જે ગાંધી રહે તેને જુજરગાંધી કહીને ગામના લોક બોલાવે. તે દુકાનમાં અજીતા ને રાફા બે ભાઇ રેહેતા. તેનાં સોળ ઘર મળ્યાં.

## ૬૬ રાય પવાર.

પવાર જાતનાં દેશાગામમાં ચાર ઘર રહ્યાં. તેથી પવાર નુખનું નામ થયું.

## ૬૭ રાય પ્રેમા.

પ્રેમા અને સુજા એ ભાઇ લડાઇમાં મુવા. તેનો પુત્ર ગોધો થયો. તે ગાંધીનો ધંધો કરતો. તેમાં ૨૭ ઘર મળ્યાં.

## ૬૮ રાય રાજા.

રાજા નામે ભાટી થલીમાં વિખ્યાત હતો. જેટલા ભાટી ત્યાં રેહેતા તે રાજા કેહેવાતા. તેમાં સુડતાળીસ ઘર રેહેતાં. તે ખેતી કરી પોતાનું ગુજરાન કરતા. તેમાં મુખ્ય મુળરાજ હતો.

## ૬૯ રાય પરજિયા.

રાય રાસણને પાંચ પુત્ર ને ૭ ભાઇ હતા. તે બાર આસામી લડાઈપર ચઢ્યા. તેમાં એક ભીમ ભાઇ અને એક પુત્ર એટલા બચ્યા. બાકીના દશ તે સોને મારીને મુવા ને ફોજમાં ભંગાણ પાડયું. તુરકો શરણે આવ્યા. એમ પારકાને સાહ્ય કરી જીવાડ્યા તેથી પરજીયા કેહેવાયા. તેનામાં ત્રીસ ઘર મળ્યાં.

## ૭૦ રાય કપુર.

કપરાજી ભાટી વૃદ્ધમાં વૃદ્ધ હતા. તેમાં એકવીસ ઘર મળ્યાં.

## ૭૧ રાય ઢાઢર.

પંજાબમાં ઢાઢરગામમાં મેરાજી રેહેતા. તેમાં બાર ઘર મળ્યાં.

## ૭૨ રાય કરતરી.

કરતરી કરીને ફાનાજીનું ગામ હતું. તેમાં વીસ ઘર હતાં. તે ફાનેશ્વરી હતા.

## ૭૩ રાય ગુરૂગુલાબ.

નાનક ગુરૂગુલાબ ગાદીપતિ હતો. તેનો ચેલો સુજાન તેમાં સત્તર ઘર મળ્યાં. તેણે ગુરૂનું નામ રાખ્યું.

## ૭૪ રાય કુકડ.

પાંચ નદીની વચમાં કુકડ ગામ તેમાં સેજાજી રેહેતા. તેમાં તેત્રીસ ઘર મળ્યાં.

## ૭૫ રાય મુલતાની.

જદુરાય મુલતાની મોટો કુટુંબવાળો હતો. કાપડનો ધંધો કરતો અને સાચું બોલતો. તેમાં ચોરાશી ઘર મળ્યાં. તે મુલતાનમાં રેહેતો.

## ૭૬ રાય ચમુજા.

ચમુજા ગામમાં ચોવીસ ઘર હતાં. તેમાં દોસાજી પ્રખ્યાત થઇ ગયા.

## ૭૭ રાય દઇયા.

દઇયા ગામમાં દશ ઘર રેહેતાં. તેમાં કોકાજી મોટા હતા. તે દાણુનો રોજગાર કરતા.

## ૭૮ રાય કરણગોતા.

ભાવલપુરમાં સાડત્રીસ ઘર રેહેતાં. તેમાં મુળા ને મગા બે ભાઈ હતા. તે રાજાનો કારભાર કરતા. સઘળાં હથિયાર બાંધતા ને ખાન તેમને માન આપતો. તે કરણ ગોત્રમાં હતા.

## ૭૯ રાય આસર.

રાય હરિયાની નુખમાં આસર ઉપજ્યા. તેમણે કુટુંબીઓની સાહાતાથી પોતાનું નામ ચલાવ્યું. કાપડનો વેપાર કરતા, સાચું બોલતા ને સાચે માર્ગે ચાલતા. તેમની આબરૂ જગત્માં મોટી

હતી. પાંચ પુત્ર દયાળુ હતા. તેમાં ૧૪ ઘર મળ્યાં. સદા હરિની ભક્તિ કરતા ને દાન દેતા. ભોળા ભાવથી દિલમાં દયા રાખતા. પોતાનું કામ મૂકી પરોપકારનાં કામ કરતા. કજીયો થયો તેથી નુખ નોખી થઈ. તે આસરગૌત્ર કેહેવાયા, અને તેમણે એ નામ વધાર્યું.

## ૮૦ રાય નીસાત.

કણકનો નીસાતો કાઢીને હલવો બનાવતા તે સામુ ને રામુ બે મળીને દુકાન ચલાવતા. તેનામાં અગીયાર ઘર મળ્યાં. તે નીસાતની નુખ કેહેવાઈ.

## ૮૧ રાય ઉદેસી.

પદમાજીના પુત્ર ઉદેરાય. નાના ભાઈના વેરથી નુખ ઉદેસીની થઈ. તે મોટા મેહેલમાં ખાનની પાસે રેહેતા. તેનામાં સોળ ઘર મળ્યાં. કોઇની આશા તે ન રાખતા.

## ૮૨ રાય વાઢુચા.

ભીમથલીમાં ભોજરાજ વાઢનો વેપાર કરતો. તેનામાં નવ ઘર મળ્યાં હતાં. તે ઊંટઉપર બોજો લાદીને પંજાબનાં ભાડાં કરતા ને વળાવું કરતા. બધાની બરદાસ રાખતા.

## ૮૩ રાય બલાય.

પંજાબમાં બલાયા ગામ હતું. તેમાં ભોજાજીનો પુત્ર ભાણુ આઠ ઘરથી રહ્યો હતો.

## ૮૪ રાય પઉઘર.

પવરી ગામમાં પ્રેમા ને પદ્મા બે ભાઈ રેહેતા. તેમાં સત્તર ઘર મળીને ખેતી કરતા.

એ પ્રમાણે ચોરાશી નુખ બંધાઈ. સહુ પોતપોતાને ઘેર જઈ વિવાહવાજન કરવા લાગ્યા. એ બનાવ સંવત્ ૧૨૨૬ માં બન્યો.

પંજાબમાં સહુને અતિ આનન્દ થયો. પોકરણા બ્રાહ્મણ તેમના પુરોહિત હતા. તેમણે ત્યાં આવી નુખ વાંટી લીધી. કેટલાએક દાન તથા માન પામી ત્યાં આવી રહ્યા. એ પ્રમાણે ચોરાશી નુખ બંધાયા પછી મોટા નુખ જે પાછળથી થઈ તેનો વિસ્તાર કહું છું.

સંવત્ ૧૩૮૦ માં લાહોરમાં ઘણાએક ભાટીઆ વસતા હતા. મુલતાનમાં મોતી વસતો હતો તે રાજકારભાર કરતો. એક ખેરખાન નામે હતો તેની તે ચાકરી કરતો. કેટલાએક લાહોરમાં, કેટલાએક ભાવલપુરમાં, કેટલાએક મુલતાનમાં અને બીજા સિંધમાં રેહેતા હતા. રાજકાજ ઝાઝાં કરતા તેમજ વેપાર વણજ, ખેતી વગેરે કરનારા પણ હતા. એમ જ્યાં જોઇએ ત્યાં ભાટિયા વસતા હતા. મુલતાનમાં એક લુહાણો રેહેતો હતો. તેનું નામ નારૂ હતું, તેની પુત્રી મોટી નામે હતી તે કુંવારી હતી. નારૂનો પુત્ર ભીમો નામે હતો તેની સ્ત્રીનું નામ સુજાણ હતું. તેણે ઝાડુ વાળી કચરો બાહાર નાખ્યો તે કચરો મોટી ઉભી હતી તેના અંગપર પડયો; તેથી મોટી મોંડું ફેરવી ભાભી સાથે વઢી પડી કે માછલી વેચી નિર્વાહ કરે એવા બાપની બડાઈ હાંકે છે? તારૂં પોત તો વિચાર!! પછી મારી જોડે લડવા આવ. એ વચનો સુજાણનાં કાળજાનાં તીરના ઘા જેવાં લાગ્યાં તેથી તે ખીજાઈને બોલી કે અમે શાનાં મોટાં? તમે જેને ઘેર જવાનાં તે પણ માછલીમાર નહિ તો બીજો કોણ મળવાનો હતો? આટલી તકરાર કરો છો પણ તમને તે ક્યાં ભાટિયો

વરવાનો હતો? એ સાંભળી મોટી રૂદન કરવા લાગી તે સાંભળી તેની મા તેની પાસે આવી અને પ્રતિજ્ઞા કરી કહ્યું કે, દીકરી! તું ચિંતા ન કર તને લુહાણા સાથે નહિ વરાવિયે. પછી નારૂની સાથે હઠ કરી બેઠી કે એ આપણી દીકરીને આપણી જાતમાં ન આપવી. એ દીકરી મરે ને હું પણ મરૂં જો એને ભાટિયાને આપવામાં ન આવે તો. હવે સ્ત્રીને વશ નારૂ થયો અને તેને સમજાવીને શાંત કીધી. પછી બેઉએ પ્રતિજ્ઞા કરી કે આપણે એમજ કરવું. ત્યાંથી પોહોર રાતનાં ઉઠીને ચાલ્યાં તે ભાટિયાનાં ઘર આગળ આવી પોંહોંચ્યાં. ત્યાં આવીને તેમના બારણાં આગળ દહાડામાં પાંચ સાત વાર ઝાડુ કાઢવા લાગાં. મોતીરામ, આસર, ગોધાગાંધી, પ્રેમા, જેતામલ, ફરાસના ચાર બેટા અને ગાજરીયા ગોવિંદ જેને ખાનસાથે વેહેવાર હતો એટલાના ઘર આગળ ઝાડુ કાઢવા લાગાં. ત્યારે સઘળાએ મળી વિચાર કીધો કે શું કરવું? અને શો ઉપચાર કરવો? પછી પાંચ ભાઇઓ ભેળા થયા ને નારૂને તેડવા મોકલ્યો, નારૂ અબળાને લઇને પંચની પાસે આવ્યો. પંચે કહ્યું કે ભાઇ! એમ વિવાહનું કામ કરવું કેમ ઘટે? માટે તમે તમારી ન્યાતમાં તમારી પુત્રી દો. ત્યારે સ્ત્રીસહિત નારૂ બોલ્યો કે, સજ્જનો મારી વિનંતિ સાંભળો. જો મારી બેનને ભાટિયો નહીં વરે તો અમે ત્રણે અહીં મરીશું. ઘણું સમજાવીને કહ્યું પણ તેણે વાત માની નહીં. પછી પંચ મળીને ઠરાવ કીધો કે એ કામ કરવું એવી એમની મરજી છે તો ભલે! તેમણે ખાનસાહેબની સલાહ લઈ લુહાણાની તમામ નાત ભેગી કરી અને તેમની આગળ એ વાત કાઢી. ચોરાશી નાતની મુખ મેળવી

નિશ્ચય કીધો કે મોટીને આપણી નાતમાં પરણાવવી. જે એને પરણશે તે નાતબાહાર નહીં અને એનાં બેટા બેટી થશે તે પણ નાતમાં રેહેશે. એનું નામ મોટી પાડી પંચાસીમી નુખ કરવી. જેની બેટી એ માગે તેણે પણ ના ન પાડવી. પછી ધવણ નુખમાં મનુ નામના વરને આખી નાતની સંમતિથી પરણી.

---

## પંજાબમાં જઈને જસનામી કરી તેનું વર્ણન.

### પ્રથમ વંશ, ગોત્ર, શાખા, પ્રવર કહિયે છિયે.

ચંદ્રવંશની શાખા જે યદુવંશ તેમાંથી ભટ્ટી થયા. તેમાંથી ભાટિયા થયા. અત્રિ ગોત્ર, ઋગ્વેદ, આશ્વલાયન શાખા અને ત્રિપ્રવર એ તેમનાં પ્રસિદ્ધ છે.

કેટલાએક ભાટિયા શસ્ત્ર છોડીને વેપારી થયા. ભાટિયાના કુળમાં ઉપજી જે ઠાકુર કેહેવાયા તેમણે જગત્માં જસનામી કરી અને શાહાની પાસેથી ઇનામ લીધાં. જદુકુળ વિસ્તારી વજ્રનાભથી ૮૫ પેઢી સુધી મથુરામાં રાજ કર્યું. યુધિષ્ટિર શકેના ૨૨૦૦ ના પોષ સુદ એકાદશી ને ગુરૂવારે ત્રણ ભાઈ ઘોડાપર ચઢ્યા, અને રાતના મથુરા છોડી કરેલીમાં વસ્યા. દેવીએ વરદાન આપ્યું. દેવીની આજ્ઞા પામી જાદવના ભાટી થયા અને ૭૭ પેઢી જેસલમેરમાં રાજ કર્યું. પછી સંવત્ ૧૨૦૮ માં જેસલમેર છોડી અને થલીથી નાઠા. કેટલા પંજાબમાં ગયા, કેટલા ભાવલપુર ગયા, કેટલા મુલતાનમાં વસ્યા અને કેટલાએક ઠઠ્ઠે ગયા. પછી ઠઠ્ઠાનગરથી થોડે દૂર દિલ્હીપતિનું રાજ હતું, તે પાદશાહના શિકંદર શાહનવાબ સરદાર તેની આણ વરતતી હતી. પાદશાહને

ગીલચા સાથે ટંટો હતો, તેથી સલામ કરી રણસંગરાય નામના રજપૂત પોતાના ત્રણસે સોબતીસહિત નોકરીમાં રહ્યા. તે ત્રણસે જુવાનો ફોજની સાથે ચઢ્યા. આણીતરફ ચાર હજાર ગીલચા ચઢ્યા અને પાદશાહાની ફોજ અને ગીલચા વચ્ચે લડાઇ ચાલુ થઇ. એ લડાઇમાં ગીલચાઓએ પાદશાહની ફોજને હઠાવી દીધી. તે વખતે પાદશાહ બોલ્યો કે, આપણી ફોજમાં રણસંગરાય રજપૂત છે તેમને હાથે જો ગીલચા માર્યા જશે તો તેમને મોટું ઈનામ આપીશ. તેજ વખતે એક હાથમાં તરવાર અને એક હાથમાં ઢાલ લઈ ત્રણસેં રજપૂતો એકદમ ગીલચાપર તુટી પડ્યા. બેહજાર ગીલચા એ વખતે માર્યા ગયા ને બાકીના નાહાસી ગયા. રણસંગરાયે આવી શાહાને સલામ કરી તે વખતે પાદશાહે ત્રણસેં ઘોડા, ચાર હાથી, અને સત્તર સમુદ્રના મોતીની માળ બક્ષીસ આપી. એક લાખ રૂપીયા આપ્યા, વિવિધ પ્રકારનાં વસ્ત્ર ભેટ કર્યા અને તેની આબરૂ વધારી. એ પ્રમાણે શાહ જીત્યો અને ગીલચાઓ પાસે દંડ લીધો; પછી ફોજ મોમઉપર ચાલી અને તે મોમને મારી ફોજે ટઠ્ઠા આગળ આવી મુકામ કર્યો. પાદશાહનું મન તુરકોઉપરથી ઉતરી ગયું અને ભાટિયોપર પ્રીતિ વધી. પાદશાહ રોજ કેહેતો કે એ રજપૂતોએ ભલો જંગ મચાવ્યો. એ નહિ હોતે તો માર્યા જતે. એક દિવસ પાદશાહે હુકમ કર્યો કે મારે રજપૂતને જોવા છે માટે તેમને જલદી મારી પાસે લાવો. એવા શૂરા રણ ચઢે તોજ કામ ફતેહ કરી આવે. એવાની સાથે મન મેળાવીને રેહેવું. જો રાજ કાયમ રાખવું હોય તો એવાને કદી છોડવા નહીં. પછી શિકંદર શાહે મોહોરછાપ મારી પટો લીધો. અને ચાર સ્વાર મોકલ્યા.

મોટા પાદશાહની છાપનો કાગળ તેમના હાથમાં આવ્યો. ફતેહબાદરે વાંચી તે કાગળ રણસંગરાયના હાથમાં આપ્યો. હાથી, ઘોડા સાથે લઈ ત્રણસો રજપૂતો અસ્વાર થયા, અને દિલ્હી આવી પોંહોંચ્યા. શિકંદરશાહ અને બીજા સરદારો મળ્યા. રાજાનું માન અતીસેં થયું. પછી દરબાર મળ્યું. અહંમદશાહ પઠાણ દિલ્હીના પાદશાહ હતા તેમને શિકંદરશાહે મળવાની અરજ કરી. પાદશાહે જવાબ દીધો કે કાલ કચેરી ભરવી અને એ મને મળે તેમ કરવું. એ રજપૂતોને જોવા હું ઘણો આતુર છઊં. બીજે દિવસે કપડાં લતાં પેહેરી સઘળાં હથિયાર સજી પાંચ પાદશાહ પાસે દરબારમાં ગયા અને બાકીના બાહાર ઉભા રહ્યા. તેમને દેખતાંવાર પાદશાહ ખુશ થયો અને સહુને સરપાવ આપ્યો. તેમાં કડાં, મોતી, સો ઘોડા એક સરખા, મોઘા મૂલનાં વસ્ત્ર આપ્યાં, ચાર હાથી આપ્યા, હીરાની કંઠી હેમની આપી, રાય એવું પદ આપ્યું અને કહ્યું કે તમે અટકપર જઇ રહો. તમને દશહજાર ફોજની સરદારી અને પાંચ લાખની જાગીરનો પટો આપું છું. એમ અટક પાર ચોકી કરવા લાગ્યા તેથી શત્રૂઓ જેમ બીલાડીથી ઊંદર ડરે તેમ ડરતા રેહેતા હતા. રણસંગજીનો જસ પૂરો થયો.

---

## ગજપત નરપતના જસ.

ભદોરા ગામના ભાટી જેમનું નામ ભોગળસંગ હતું, તેમનું રણમાં માથું તુટી પડે તોય લડે એવા તેમનો પુત્ર ભારથીજંગ હતો. તેનો પુત્ર જસો તેના બે પુત્ર. એક જુઆનંદ મોટો અને નાનાનું નામ સુજાણ હતું. સંવત્ એકહજાર ત્રણસો તેતાલીસમાં

ભાટિયા સઘળા મ્લેચ્છના ચાકરીમાં રહ્યા. હવે જુઆનંદનું ગજપત નામ હતું અને સુજાણનું નરપત હતું, તે બન્નેમાં એવું બળ હતું કે તેથી બાદશાહ રીઝતો. તેમને ઘણું માન આપતો. જસાના પુત્ર બેઉ ભાઈ મોટા બળિયા હતા. મલ્લ-વિદ્યામાં ઘણા હુંશિયાર હતા. સઘળા જેઠી ડરતા રેહેતા, કોઇ સામે ન આવતો. તે પાદશાહનો પુત્ર ફરૂખશીર હતો તેને કુસ્તીનો મોટો શોખ હતો. તે જેઠીમલ્લ થઈ ફરૂખશીરની પાસે જઇ રહ્યા અને દરમહિને પાંચસે રૂપિયા રોકડા લેતા હતા. તે-મની પાસે પાંચસે પચીસ મલ્લ રહેતા અને રાતદિવસ લડતા રેહેતા. સઘળા જેઠી ડરતા રહેતા. કોઈ સામે ન આવે. જેમ સિંહના ભયથી હાથી ડરતા રહે તેમ ડરતા રહેતા હતા. જેઠીઓને કાયર કર્યા તે જઈ પાદશાહ આગળ બોલવા લાગા કે એની સાથે કુસ્તી નહીં કરીયે. અમારાં હાડકાં તુટી જાય. એથી ફરૂખશીરનું મન ફરી ગયું કે આપણી આબરૂ જશે. આપણા મલ્લ માર્યા જાય એમાં આપણી આબરૂ નહીં. એમ કહી તેણે માણસોને હુકમ કર્યો કે મદિરા પાઈને હાથી તૈયાર કરો અને આનંદને કહો કે ત્રણવાર હુકમ થયો છે. અખાડામાં હું સાંજનો આવીશ. હાથીને મસ્ત કરી એને આજ મરાવવો. પાદશાહે મનમાં દગો રાખી હાથી તૈયાર કરાવ્યો. અચ્છી મદિરા પાઈ તેને મસ્ત કીધો. સાંજ પડી, લોકોની ઠઠ જોવા મળી. અખાડા આગળ બાદશાહ આવી પોહોંચ્યા એટલે હાથીના માવતે આનંદને કહ્યું કે તમારૂં નામ આનંદ છે તો બાદશાહનો હુકમ છે કે આ હાથીની સાથે લડો અને મોટી પદવિ પામો. એવું સાંભળી ખભા ઠોકી આનંદ તૈયાર થયો, અને ગણપતીને

નમન કરી એકદમ હાથીપર ચાલ્યો. એકદમ બે દાંત પકડી ઉખેડી નાખ્યા. માવતે અંકુશ દીધો. આનંદે હાથીનું પૂછડું પકડી દશવીસ આંટા ફેરવ્યો. પછી હાથી સામા જઇ ખંભ ઠોકીને ઉભો રહ્યો કે હાથી ચીસ પાડી નાઠો. ત્યારે બાદશાહે ખુશ થઇ ગજપત નામ આપ્યું અને પીઠ ઠોકી સરપાવ આપ્યો.

શાહે સુજાણને કહ્યું કે મારી સાથે શિકારે ચાલ. તને એક મોટો કેસરી સિંહ બતાવું. સુજાણ આગળ થયો અને સિંહની સામે ઉભો રહી બોલ્યો કે એ તો ગ્રામસિંહ (કુતરો) દેખાય છે. ગ્રામસિંહ એ શબ્દ સાંભળી સિંહ ઉછળ્યો અને જેવો પાસે આવ્યો તેવાજ તેના બે પગ સુજાણે પકડ્યા. પછી કટારથી પેટ ચીરી નાખ્યું. ત્યારે શાહે સરપાવ આપી નરપતની પદવિ આપી અને કહ્યું કે બળિયા તો બહુ દીઠા પણ તમારા જેવો કોઈ ન દીઠો. વળી લાહોરમાં બાહાદુરખાન નવાબ રાજ કરતા હતા તેમની ખીજમતમાં એ ગજપત અને નરપત રહ્યા હતા. દિલ્હી-પતિ મોટો પાદશાહ મોજુદ્દીન પઠાણ હતો તેનો હુકમ એવો થયો કે ભુતાનઉપર ચઢી જવું. તે બીડું ગજપત નરપતે ઉપાડયું અને ફોજ લઇ ભુતાનઉપર ચઢી ગયા. રણમાં ભારે લડાઇ કરી શત્રૂને હરાવ્યા, અને તે રાજાને પકડી દિલ્હી લાવ્યા. દિલ્હીપતિએ ખુશ થઇ તેમને ભુતાનનું રાજ આપ્યું. ત્યાં બાર વરસ રહી દોલત જમા કીધી. પછી ત્યાંથી લાહોર આવી કન્યાનાં લગ્ન કીધાં અને સપટની નુખમાં આપી બહુ પ્રકારના દાન આપ્યાં. બે ભાઇ વચ્ચે પદમા નામની એકજ પુત્રી હતી, તેનો વિવાહ સમારંભ કેવા ઠાઠમાઠથી કર્યો તે શું વર્ણીએ ? સોનાનાં વાસણ આપ્યાં તેમજ ઘણાક રૂપાનાં આપ્યાં અને કુટુંબસહિત જાનને

વિધિપૂર્વક માન આપ્યું. જેને જેમ ઘટે તેમ આપ્યું. ઘરેણાં, કપડાં, આપ્યાં. બહુ પ્રકારે સહુ કુળવધુ પ્રસન્ન થઇ પોતપોતાને ઘેર ગઇ; અને પદમાના વિવાહના વખાણ કરવા લાગી. બ્રાહ્મણનું કુળ ઉત્તમ જાણીને વસ્ત્ર, ઘોડા, મુદ્રિકા આપી ઘણું સન્માન કીધું. એ હકીકત સંવત ૧૩૬૦ માં બની.

હવે દિલ્હીપતિ સુલતાને એક સમયે એવો વિચાર કર્યો કે અટક નદીપર જઈ કિલ્લો બાંધી તૈયાર કરવો. તે વખતે જુલકરણ નાજર દિલ્હીપતિની પાસ રેહેતા હતા. તેમને લાખ ફોજ આપી પશ્ચિમમાં મોકલ્યા. તેઓ એલચી તરીકે દિલ્હીપતિ પાસે આવજા કરતા, તેમને અને ભુમરનો રાયસંગ જેની રાય હરિયાની નુખ હતી, અને તે દિલ્હીમાં રહેતા હતા, તેમને પરસ્પર ઝાઝી પ્રીતિ હતી; તેથી પોતાનો મિત્ર જાણી તેને દરબારી કામ સોંપાવ્યું હતું. સઘળું દીવાની કામ એજ કરતા અને આખી ભાટીયાની જાત એમની આશા કરતી, અને તેમને પ્રીતિથી તે પોતાની પાસે રાખતા. નરોતમ અતિસેં ઉદાર હતો તેને પોતાની જાતના ઉપર પ્રીતિ હતી. ફોજદારી કામ તે કરતો ને તેની નુખ ઉદેશીની હતી. બકસીપણામાં નિપુણ અને ફોજ જેને હાથ એવા મોતીરામ સહુની સાથે મળતા રેહેતા ને પ્રસિદ્ધ હતા. પીતાંબર પોતદારી કરતા, ખાનની પાસે રેહેતા, ગુણીજનનો ગુણ જાણતા અને તેમને બક્ષીસ આપતા. ધર્મ પુણ્ય કરવામાં કુશલ હતા, બ્રાહ્મણોને ભોજન કરાવતા ને બહુ વિધિની દક્ષણા આપતા ને વિષ્ણુભક્ત હતા. મુનશીપણામાં અતિ ચતુર એવા મેગન હતા. તેનો પુત્ર તારા તે કરણના જેવો દાતાર હતો. ફોજનો શેઠ રૂપો જેની નુખ ગાજરીયા હતી તેનું કાબુલની લડાઇમાં માથું કામ આવ્યું. સુતરામ ફતેહ પામીને

પૈસા બહુ કમાયા અને ખાનને કાબુલનો વર આણી આપ્યો, તેથી ખાને મેહેર કરી કાંસ્મીરનું કામ સોંપ્યું. એમ દ્રવ્ય કમાઈ તેણે પોતાના દીકરાનાં લગ્ન પાછળ ખૂબ ખરચ્યું. પોતાની આખી ન્યાત એકઠી કરી બે મહીના સુધી રાખી. જ્યાં જેવી રીત ત્યાં તે પ્રમાણે કરી. દેશ દેશમાં જ્યાં જ્યાં પોતાની ન્યાતના રેહેતા હતા ત્યાં ઘર ઘર માણુસ મોકલ્યાં. નિર્મળ ચિત્તથી વિનંતી લખી. તેમાં ઘણી દીનતા દર્શાવેલી તેથી સહુને એમ થયું કે આપણે જવું. તેમનો જવા આવવાનો ખરચ અને ખીજમતમાં માણુસ સહુને જુદાં જુદાં આપ્યાં. રૂપારામ સેજબલાની નુખના તેમને ઘેર કન્યા રત્ન સમાન હતી. ત્યાં લાહોરમાં સઘળા ભેળા થયા. સહુના જુદા જુદા ડેરા નાખવામાં આવ્યા. ત્યાં નિત્ય નવનવા પ્રકારના રંગરાગ ને મોજમઝા ચાલુ થયાં. ભાંડ, ભવાઇ, નૃત્ય, ગાનતાન આદિથી દિવસ આનન્દમય દેખાતો હતો. બાગબગીચા વગેરેમાં જેને જે પ્રકારની મોજની ઇચ્છા તે રામુ પૂરી પાડતો હતો. જ્યાં ન્યાતીબંધુ હતા ત્યાં એક પગે ઉભો રહી દીન વચને અતિ કોમલતાથી બોલતો. એકહજાર સાતસો ન્યાતભાઇને નીત નવાં ભોજન કરાવતો. મંડપ બાંધ્યો તેની એક દિવસ અગાઉ સારો દહાડો જોઈ પેહેરામણી કરી. સ્ત્રી જનને નખશિખ સુધી શોભી રહે એવા શણગાર આપ્યા. તેથી સ્ત્રીઓ સર્વે પ્રસન્ન થઇ. પુરૂષને જથાજોગ વસ્ત્રાભૂષણ આપ્યાં. તેમાં મોતીની માળા અને મુદ્રિકા અગણિત આપી. છોકરી નાની જાણી તેને પાંચ પ્રકારનાં ઘરેણાં જેવાં કે પગમાં નેપુર, કંઠમાં માળા, ચલુબંધ વગેરે આપ્યાં. નાના છોકરાઓને ચાર ઘરેણાં હાથે, કાને ને કંઠે પેહેરવાનાં વગેરે આપ્યાં. એમ ન્યાતને

પેહેરામણી જેને જેમ ઘટે તેમ કરી. પછી દૂર ને નજીકનાં સગાંસંબંધીને પેહેરામણી કરી. તેમાં સ્રીજનને નખશિખસુધી સણગાર આપ્યા. પગમાં પેહેરવાનાં રૂપાનાં, કંઠમાં સોનાના હાર, ગળે મોતીની માળા તેમાં રત્ન જડેલાં, માથાનાં ઘરેણાં સઘળાં આપ્યાં, કપડાં આપ્યાં. એવો રામુ અતિ ઉદાર હતો. પુરૂષને પણ એજ રીતે પેહેરામણી કરી. તેમાં પાંચે વસ્ત્ર આપ્યાં. હાથનાં હેમકડાં, બાજુબંધની જોડ, કંઠે મોતીની માળા, કાનનાં ચોકડાં એ પ્રમાણે આપ્યું. મંડપ બાંધ્યો તેને મખમલ જડી જરીના તાર મુકાવ્યા હતા. ટાટબંધનું કામ કરી મોતીની ઝાલર મુકાવી હતી. ચંદરવો ચીતચોરે એવો બાંધ્યો હતો. મંડપ પુજા સમયે બ્રાહ્મણ અને ભાટોને વસ્ત્ર પેહેરાવી દક્ષિણા આપી, અને પૃથક પૃથક એક એક મોહોર આપી. પછી મંડપ પુજા થઈ રહી તે વખતે રામુસુત આસરને બારણે આવ્યો. આખા ગામની ઉત્તમ, મધ્યમ જાત હતી તે સઘળી જમાડી. લાહોરમાં કોઈ જમ્યાવિનાનો બાકી ન રહ્યો. વિવાહકારજ સઘળું થઇ ચુક્યું. પછી ન્યાત ઘેર જવા તૈયાર થઈ તે વખતે પૃથક પૃથક સહુને મુઠીભર મોતી આપ્યાં. વાહન ઘરનાં આપ્યાં તેમ માણસ પણ આપ્યાં. સઘળા જસ ગાતા ઘેર ગયા. રામુ મેહેલમાં બેઠો. એવો વિવાહ થયો નથી ને થશે પણ નહી. રામુનો પુત્ર સુજાણ હતો. સઘળાએ તેને આશીશ આપી.

---

## જીધણ છગુનો જસ.

જીધણ છગુમલ્લ કુળમાં દીવો પ્રગટયો. તેણે બાહાદરખાંને મારી રાજ કર્યું. મહંમદનો પુત્ર અહંમદ થયો ને છગુના પુત્ર

ચાર થયા. તેમાં મોટો મેગન, તેથી ઉતરનો નાથો, ટેકચંદ અને મોતીરામ. તે મોતીરામ ને અહંમદે મળી ઢાકામાં રાજ કર્યું. બન્ને ભલા હતા. તે મોતીરામના પુત્ર રઘુએ મને મોટું માન આપ્યું, એમ ગ્રંથકર્ત્તા કહે છે. તેણે લેખણીમાં લટકાવવા હજાર સફાઇ મોતી આપ્યાં.

સપટમાં ભાવલપુરમાં સજુ થયો, કોડીથી વ્યવહાર કરી સરાફી ચલાવતો. ઇરાન, કાબુલ, પૂર્વ અને દક્ષિણમાં અને વનઘાટીમાં લેવડદેવડ કરી પૈસા કમાયો. સજુના ત્રણ પુત્ર તેમાં હીરાનંદ ધર્માત્મા થઇ ગયો. તેણે કાશી શિવજીની પુરી જાણી ચાર ઘાટ બંધાવ્યા ને ત્યાં સદાવ્રત સ્થાપ્યાં. ત્યાં શેર અન્ન અને પૈસો આપતા. વરસો વરસ ત્યાં જઈ મહાદેવજીના દર્શન કરતો અને ત્યાં બ્રાહ્મણને દાન માન આપતો.

---

## આસર દેવકૃષ્ણનો જસ.

આસર મોટા ઉદાર છે કે જેના વંશનો વિસ્તાર થયો. તેમાં દેવકૃષ્ણ દાની થયા અને જેમલ જસ પામ્યો. બન્ને ભાઇ મળી રાજનાં કામ કરતા. કાપુરખાં પઠાણ પટનાના નવાબ હતા. ત્યાં જઇ નવાબનું કામ કરી આવ્યા. અને દ્રવ્ય કમાઇ ભાવલપુરમાં આવ્યા, જલ, થલ ઘણાં કરાવી અન્નદાન દીધાં. બ્રાહ્મણોને દક્ષિણા ઘણી આપી અને બહુ વિધિએ માન રાખ્યું. સિંધની સરકારમાં ભલા ભાટિયા આવ્યા, કેટલાક સરકારી કામમાં લાગ્યા ને કેટલાએક વેપાર ધંધો કરવા લાગા. જેઠનજેતાએ પોતાના દીકરાનો વિવાહ કીધો અને ન્યાતની આજ્ઞા લઇ અજાચી ભાટને હાથે જાદવથી વંશ લઇ ભાટિયા સુધી ઇતિહાસ પ્રગટ કરાવ્યો.

સંવત્ ૧૪૪૦ માં ભાટિયાનું બહુ જોર થયું. રાજદ્વારભાર ને વેપારમાં ઘણા આગળ વધ્યા. જેહુનો પુત્ર જદુરાય મુલતાનમાં પરણ્યો તે વખત આખી જાત ત્યાં મળી. તેમણે મનસુબો કર્યો કે આપણે ક્યાંથી આવ્યા, જેસલમેરમાં રાજ કેમ મળ્યું, આપણું ગોત્ર કયું. તે નક્કી કરવું. પછી તેનો ગમે તેટલો ખરચ થાય તેની ચિંતા નહીં. સઘળી જાત ઘેર ગઈ. જેહુએ વિચાર કીધો કે આપણે એક અજાચી ભાટ કરવો કે તે સઘળો સાર શોધી લાવે. એવો મનસુબો કરી જેહુએ મને કહ્યું કે આજથી તું અમારો ભાટ થઈ રહે. તને હું ઘણું દાન માન આપીશ, બીજા કોઈને જાચીશ નહીં. તારે ભાટીના જસ ગાવા. એવું પણ જો પાળીશ તો તારી પેઢી દરપેઢી ભૂખે નહિ મરે. મારી જાત સારસ્વત છે અને મારૂં નામ જસો* છે. તમનેજ હું જાચું, બીજા કોઈને જાચું નહીં. મારા વંશનો કોઈ બીજાને જાચે તો તે રાહનો નારકી. તમે ભાટીયા મોટા છો. આ સિંધદેશમાં તમારી બરાબર કોણ છે કે તેને જઈ જાચું. પછી જસાયે તુળસી હાથ ધરી તેને કોલ આપ્યો. બસે મોહોર આપી

*એના વંશજો અદ્યાપિ ભાટિયાના ભટ કહેવાય છે. તેઓ કચ્છમાંડવીમાં રહે છે. ન્યાત ભેળી કરવી અથવા બહારગામ નાતના નેતરાં કરવાં એ કામ તેઓ કરેછે. મુંબઈમાં આવેછે ત્યારે વારાફરતી બધા ભાટિયાને ઘેર તે જમવા જાય ત્યારે જમાડીને દક્ષણા પણ આપે છે. ભાટિયાશિવાય હાલપણ કોઈને તેઓ જાચતા નથી. ન્યાત જમતી હોય ત્યારે તેઓ ત્યાં આવી ન્યાતના જસ ગાય છે. અને જ્યારે ન્યાત જમી રહે ત્યારે પોતે પણ જમે છે ને શિરામણ પેહેલાં લઈ જાય છે.

ઘોડો આપ્યો, હેમનાકડાં ને મોતી આપ્યાં અને કંઠી આપી. પછી સહુ ન્યાતે કહ્યું કે દેશ વિદેશ જાઓ ને ભાટીકુળ ક્યાંથી થયું તેની ખબર મેળવો. શાસ્ત્રની શાખ મેળવી વિધિ પછી લાવો જ્યાં જ્યાં પછી વાત મળે તે લખી લાવો. ખરચ સામું કાંઈ જોશો નહીં. જે રીતે ખરી ખબર હાથ આવે તેમ કરવું. પછી હું જેસલમેર જઈ રાજભાટને મળ્યો. તેને સમજાવીને વાત કહી ને લાલચ આપી. ત્યારે તેણે પોથી કાઢી પેઢી દર પેઢી વાત લખાવી. તે અજેરાજલગી મળી આવી ત્યારપછીની નોહોતી. ભાજડપડીમાં આવી શાહની સાથની લડાઈ લખી લીધી; અને જે રીતે જેસલમેર મળ્યું તે પણ લખી લીધું. કરેલી ગામમાં જાદવની જે જાત છે ત્યાં જઈ રહ્યો ને તેના ભાટને મળ્યો. મથુરામાં હુલકું પડયું ને અજેપાળની રાઢ થઈ તે પુસ્તક ઉપરથી લખી લીધી. ત્રણ ભાઈઓએ નાસી આવી કરેલી લીધી ને મોટાને અધિકાર મળ્યો ને નાનાઓને દેવીએ વર આપ્યો તે વાત લખી. વિધિસહિત સઘળી વાત લઈ મથુરામાં આવ્યા અને ખોળી ખોળીને સઘળી વાત લખી લીધી. ત્યાં ત્રણ મહીના રહ્યા પછી લાહોરથી સિંધ વગેરે સઘળા દેશ ફર્યો. એમ ચાર વરસ જ્યાં ત્યાં ફરી સઘળી સાચી વાત લખી. પછી મુલતાન જઈ સઘળી જોહન આગળ વાંચી સંભળાવી. તે સાંભળી મોતી, કડાં અને બેહજાર રૂપીઆ રોકડા આપ્યા. પછી આખો જાતની ટીપણી કરીને જસાને હાથ આપી. જોડે આદમી આપ્યું. તેથી રૂપૈયા ૩૨૦૦૦ એકઠા થયા ને ઘરેણાં લૂગડાં પણ બહુ મળ્યાં. ભાટિયા જગતમાં એકજ છે. તે જદુવંશી જજમાન જેમણે સોનું રૂપું મને ઘણું આપ્યું તેમજ માન આપ્યું.

સિંધદેશમાં સરકારમાં ભાટિયા ઝાઝા છે કે જેમણે તુરકને મારીને જેર કર્યા. મુલતાનમાં મણી, લાહોરમાં હીરા, ભાવલપુરમાં રતન અને ઠઠ્ઠામાં ભાટિયા છે. જસવંતરાય જેઠણ એક પ્રસિદ્ધ પુરૂષ થઈ ગયા, આસાણંદ ને ભીમ પણ તેવાજ, મોહનદાસ ને કલ્યાણદાસ પણ વખણાયલા છે. આસર અતિ ઉદાર થયા. તેમણે અગણિત દાન આપ્યાં. તેના કુળમાં ગગારામ થયા તે સહુનું માન રાખતા. ઉદો અતિ ઉદાર છે, જેસંગને સહુ જાણે છે. અલિખાનનાં રાજમાં એજ સુબાને સહુ જાણે છે. સારસ્વતની જાતમાં બિહારીલાલ થયો તેનો પુત્ર જસો. ૧૪૦૦ થી ચોગણા અવતારમાં પાંચ પાંડવ મેળવી લો એટલે ગ્રંથ પૂર્ણ થશે.

## जनोइ बदलवानो मंत्र.

બ્રહ્મસૂત્રનું બદલવું વિધિથી બતાવી દઈયે છૈયે. જે પ્રમાણે વૈદિક કર્મમાં રીત સમજાવી છે તે પ્રમાણે. હાથ પગ ધોવા, અંગ માર્જન કરવું, મુખે કૃષ્ણનામ લેવું. હાથનાં સંપુટમાં જનોઈના બે છેડા રાખી ત્રણ વાર નીચલો મંત્ર ભણી જનોઈ પેહેરવું.

यज्ञोपवीतंपरमंपवित्रंप्रजापतेयत्सहजंपुरस्तात् ।
आयुःसमग्रंप्रतिमंचशुभ्रंयज्ञोपवीतंबलमस्तुतेजः

## जीर्ण जनोई बदलवा विषे.

સૂત્રને જીર્ણ જાણી નીચે ઉતારે તો જલ છાંટી સંપુટમાં રાખી આ મંત્ર ભણવો.

जीर्णोपवीतंयदिजीर्णवंतंवेदांतसत्यंपरब्रह्मनित्यं ।
आयुश्चमग्रंप्रतिमंचशुभ्रंजीर्णोपवीतंविसर्जरतुतेजः ॥

ક્ષત્રીય કુળમાં હોય તેમણે એ પ્રમાણે કરવું. ન કરે તો દોષ લાગે. જો વગર મંત્રે પેહેરે તો શૂદ્ર થાય.

ભાટિયાની કુળકથા નામનાં પ્રાચીન પુસ્તકમાં આવેલી હકીકતમાંથી જે જાણવા જોગ હતી તે ઉપર જણાવેલી છે. તે શિવાય જે હકીકત અમોએ મેળવી છે તે નીચે જાહેર કરીએછૈયે.

## ચોરાશી નુખનાં ગોત્રવિષે.

### ૧. પારાશરગોત્ર.

નુખ ૨૩.

| | |
|---|---|
| ૧ રાય ગાજરીઆ. | ૧૩ રાય કોઠીયા. |
| ૨ રાય પંચલોડીઆ. | ૧૪ રાય કોઆ. |
| ૩ રાય પલીજા. | ૧૫ રાય રંડીયા. |
| ૪ રાય ગગલા. | ૧૬ રાય કજરીઆ. |
| ૫ રાય સરાકી. | ૧૭ રાય સીજવલા. |
| ૬ રાય સોની. | ૧૮ રાય જબાલા. |
| ૭ રાય સોફલા. | ૧૯ રાય મલણ. |
| ૮ રાય જીયા. | ૨૦ રાય ધબા. |
| ૯ રાય મોગીઆ. | ૨૧ રાય ધીરણ. |
| ૧૦ રાય ધધા. | ૨૨ રાય જાગતા. |
| ૧૧ રાય રીકા. | ૨૩ રાય નીસાત.. |
| ૧૨ રાય જીધણ | |

### ૨. સાણસ ગોત્ર.

નુખ ૧૧.

| | |
|---|---|
| ૧ રાય દુતિયા. | ૭ રાય ઢગા. |
| ૨ રાય જાબા. | ૮ રાય કંધીઆં. |

૩ રાય બબલા.
૪ રાય સુઅડા.
૫ રાય ધવણુ.
૬ રાય વનડા.
૯ રાય ઉદેસી.
૧૦ રાય વાઢુઆ.
૧૧ રાય બલાય.

## ૩. ભારદ્વાજ ગોત્ર.

નુખ ૧૮.

૧ રાય હરિયા.
૨ રાય પદમસી.
૩ રાય મેદીયા.
૪ રાય જીઆ.
૫ રાય ખીઅરા.
૬ રાય થુલા.
૭ રાય સોઢીયા.
૮ રાય ઓડા.
૯ રાય મોછા.
૧૦ રાય તંબોડ.
૧૧ રાય લખાગુવંતા
૧૨ રાય ઢક્કર.
૧૩ રાય ભૃદરિયા.
૧૪ રાય મોટા.
૧૫ રાય અણુધરે.
૧૬ રાય ઢઢાલ.
૧૭ રાય દેગચંદા
૧૮ રાય આસર.

## ૪. સુધરવંશ ગોત્ર.

નુખ ૮.

૧ રાય સપટ.
૨ રાય છછીયા.
૩ રાય નાગડા.
૪ રાય બબલા.
૫ રાય પ્રમલા.
૬ રાય પોથા.
૭ રાય પોઢધગા.
૮ રાય મથુરા.

## ૫. મધુવાધસવાસ.

નુખ ૧૧.

૧ રાય વેદ.
૭ રાય પરેગાંધી.

२ રાય સુરૈયા.

૩ રાય ગોકુળગાંધી.

૪ રાય નયેગાંધી.

૫ રાય પંચાલ.

૬ રાય ફરાસગાંવી.

૮ રાય જુજ્જરગાંધી.

૯ રાય પ્રેમા.

૧૦ રાય બીબલ.

૧૧ રાય પઉવર.

## ૬. દેવદાસ ગોત્ર.

નુખ ૯.

૧ રાય રામીઆ.

૨ રાય પવાર.

૩ રાય રાજા.

૪ રાય પરજીયા.

૫ રાય કપુર

૬ રાય ઢાઢર.

૭ રાય કરતરી.

૮ રાય ગુરૂગુલાબ.

૯ રાય કુક્કડ.

## ૭. ઋષિવંશ ગોત્ર.

નુખ ૪.

૧ રાય મુલતાની.

૨ રાય ચમુજા.

૩ રાય દેઇયા.

૪ રાય કરણગોતા.

એ પ્રમાણે એક મિત્ર પાસેથી ગોત્રવિષેની હકીકત મેળવી છે.

ભટી જાડેજા (સિંધસમા) ચુડાસમા અને જાટ લોકો યાદવકુળમાંથી થયલા પોતાને માને છે. જુના વખતમાં ભાટીઓ ઓનું રાજ્ય સિંધુની પશ્ચિમે કાબુલની આસપાસના દેશમાં હતું. જ્યારે પશ્ચિમતરફથી એ ભાગમાં તેમનીપર મુસલમાનોના હલ્લા આવવા લાગ્યા ત્યારે તેમનાથી પોતાના રાજ્ય અને ધર્મનું રક્ષણ ન થઇ શક્યાને લીધે તેઓ સિંધુ

ઓળંગી હિંદુસ્તાન મધ્યે પંજાબમાં આવી વસ્યા. અહીં પણ જ્યારે મુસલમાનોના લસ્કર આવવા લાગ્યાં ત્યારે તેઓ ત્યાંથી વીખરાઇ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં ફેલાયા અને પોતાની જાતીમાટે જુદાં જુદાં નામ ધારણ કર્યા. જેમકે મારવાડમાં રહ્યા તે ભટી, સિંધમાં રહ્યા તે સમા અને સૌરાષ્ટ્રમાં વસ્યા તે ચુડાસમા એ નામથી પ્રસિદ્ધ થયા. જે લોકો રાજ્ય ખોઇ સિંધ-પંજાબના ખેડુ લોકોમાં ભળ્યા તે જાટ નામથી ઓળખાવા લાગા. આ સર્વ લોકો પોતાને એકસરખી રીતે હિંદુસ્તાનના જૂના યાદવ વંશમાંથી નીકળ્યા કહે છે. તેઓએ યાદવાસ્થળીના મોટા નાશ વખત સૌરાષ્ટ્રમાંથી જઇ ઉત્તરતરફ સિંધુની પશ્ચિમના દેશોમાં એક નવું રાજ્ય સ્થાપ્યું હતું.

સિંધુની પશ્ચિમના દેશમાંથી યાદવો વીખરાયા તેવિષે ભાટીના વહીવંચાના ગ્રંથમાંથી કરનલ ટાડ નીચે પ્રમાણે લખે છેઃ— યાદવાસ્થળીના નાશ પછી વજ્રનાભના વંશના જે સિંધુની પશ્ચિમે જઈ વસ્યા હતા તેઓમાં કાંઇ કાળે એક ગજ નામે રાજા થયો. આ રાજાએ પશ્ચિમેથી દુશ્મનોના હુમલા સામે બચાવ કરવાની મતલબથી એ ભાગમા એક ગિજનીનો કિલ્લો બાંધ્યો. કિલ્લો પૂરો થયો નહિ તેટલામાં તો દુશ્મનનું લશ્કર આવી પોહોચ્યાની ખબર થઇ. આવા જોરાવર લશ્કર સામે બચાવ કરવો મુશ્કેલ જાણી રાજા ગજે પોતાના સાલબાહન વગેરે દીકરાઓને સિંધુના પૂર્વભાગમાં મોકલી દઇ પોતે એકલો પોતાનાં બહાદુર લશ્કરથી ગિજનીનું રક્ષણ કરવા રહ્યો. લડાઇ થઈ તેમાં રાજા ગજ ઘણી બહાદુરીથી લડતો મર્ણ પામ્યો અને ગિજનીનો કિલ્લો શત્રુઓએ તાબે કર્યો. આ ખબર પંજાબમાં સાલબાહ-

નને મળ્યાથી તેણે કેટલાએક દિવસ ઘણો શોક પાળ્યો. આ ખર તેણે પંજાબમાં એક સાલબાહનપુર નામનું ગામ બાંધી તે પોતાની ગાદીની જગો ઠરાવી. સાલબાહનને બાલંદ વગેરે પંદર દીકરા હતા. તે સર્વ પન્જાબના જુદા જુદા ભાગમાં રાજ્ય કરવા લાગા. રાજા સાલબાહન મર્ણ પામ્યો અને તેનો મોટો દીકરો બાલંદ રાજ્યનો વારસ થયો. બાલંદને ભાટી. ભૂપતિ વગેરે સાત દીકરા હતા. તેમાંથી તેણે ભૂપતિના દીકરા ચકી-તાને ગીજનીનો હાકમ ઠરાવ્યો. ચકીતે ગીજની જઈ તે રાજ્ય પોતાના સ્વાધીનમાં લીધું. પરંતુ તેની ફોજના સરદારો જે ઘણાખરા મુસલમાન ધર્મના હતા તેઓએ તેને કહ્યું કે જો તું મુસલમાન થાં તો તુંને બલખબુખારાનું રાજ્ય અપાવીએ. ચ-કીતો કાંઇ લાલચથી અને કાંઇ ડરને લીધે પોતાના સરદારોના આગ્રહથી વટલી મુસલમાન થયો. આ વંશના એ વખતથી ચગદામુગલ કેહેવાયા. કાંઇ દહાડે મુસલમાનોએ સાલબાહનપુર ઉપર હુમલો કર્યો અને તે શેહેર જીતી પોતાના સ્વાધીનમાં લીધું. આ બીજી હારની વખત યાદવો પંજાબમાંથી વીખર્યા તે ફરી ભેળા થયજ નહીં. તેઓમાંના કેટલાએક ભાગી પારકા દેશમાં ગયા, કેટલાએક ત્યાંના ખેડુ લોકોમાં છપી તેજ જાતીમાં ભળ્યા અને કેટલાએકે વટલી મુસલમાન ધર્મ કબૂલ કર્યો. બાલંદનો બીજો દીકરો ભાટી જેણે લાહોરમાં પોતાનું જુદુંજ રાજ્ય સ્થાપ્યું હતું. તેના દીકરા મંગળરાવના વખતમાં જ્યારે તેઓને ગિજ-નીના લશ્કરે ઘેર્યા. ત્યારે તેઓ ત્યાંથી નાસી મારવાડનાં રેતીનાં મેદાનમાં જઇ વસ્યા. કાંઈ દહાડે એટલે સંવત ૭૮૭ માં મંગળરાવના દીકરા કેહેરે એ ભાગમાં એક ટનોટ નામનો કિલ્લો

બાંધ્યો. આમાંથી નીકળેલી એક શાખા મારવાડમાંથી સૌરાષ્ટ્રમાં ગિરનાર ગઈ; અને તે દેશમાં પોતાનું એક જુદું રાજ્ય સ્થાપી પોતાને ચુડાસમા નામથી ઓળખાવા લાગી. મારવાડમાં જે રહ્યા તે એ જાતીના મૂળપુરૂષ ભાટીનાં નામ ઉપરથી પોતાને ભટ્ટી કેહેવડાવવા લાગા.

મુંબાઈના માજી ગવર્નર મોટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને હિંદુસ્તાનના ઇતિહાસમાં લખ્યુ છે કે—"જેસલમેરના રાજ્યવિષે પ્રથમનો લેખ ઈસવી સન ૭૨૧ મધ્યેનો છે. એ રાજ્ય યાદવવંશમાંના કેટલાએક લોકોએ હિંદુસ્તાનની વાયવ્યતરફથી આવીને સ્થાપ્યુ તે રાજ્ય હાલ પણ તે લોકો પાસ છે."

મુલતાનની દક્ષિણે ભાટિયાનો રાજા હતો. તેણે પોતાના ભાગની ખંડણી આપી નહિ અને મહમૂદ સાથે વાંકો ચાલવા લાગ્યો. તેસારૂ ખુદ મહમૂદે તેના ઉપર સ્વારી કરી જ્યાં ચા-રેતરફ ખાઈ ખોદી છાવણી કરી તે રહ્યો હતો ત્યાં સારીપેઠે લડાઇ થઇ. તેને પાછું હઠીને પોતાના કિલ્લામાં જાવું પડ્યું. ત્યાં પણ મહમૂદે તેની સાથે લડીને નસાડ્યો પછી તે રાજાએ સિંધનાં રણમાં જઈ જીવ આપ્યો તેની તરફવાળા વેર વાળવા-સારૂ ત્યાં લડતા લડતા મરણ પામ્યા. ઈસવી સન ૧૦૦૪.

જનરલ કનિંગહામ કહે છે કે ભાટિયા અથવા ભટ્ટી એ શબ્દ ભટ એટલે લડવૈયા એ ઉપરથી થયો છે. જેસલમેરના હિંદુ યાદવો ભટ્ટી કેહેવાય છે. પંજાબતરફ તેમના ભાઈઓ જે મુસલમાન થયા છે, તેઓ ભટ્ટી તરીકે જાણીતા છે. પંજા-બના વૃત્તાંત પ્રમાણે ભાટીઓની જુનામાં જુની રાજધાની ઈસવી સનની પૂર્વે ૬૦૦ વરસ ઉપર ગજનીપુર જે રાવલપીં-ડીથી ઝાઝું દૂર નોહોતું તે હતી.

ઇલિયટ સાહેબ કહેછે જે શાલિવાહનનો એક પુત્ર જે ભટ્ટ તેનાં નામ ઉપરથી અથવા સામનો મોટો છોકરો જે ભૂપત તેનાં નામ ઉપરથી ભાટિયા એવું નામ પડ્યું.

ગ્લાડવીન સાહેબની ઐનઅકબરીમાં લખેલું છે જે ભટ્ટી અને જાડેજા તેઓ ય દવોની શાખા છે.

વીલફોર્ડ સાહેબ કેહે છે જે ભટ્ટીઓનું હાલનું મુખ્ય મથક ઉત્તર રજપૂતાણા છે. તેની ઉતરે સતલજ, પૂર્વે હરિયાના, દક્ષિણે વિકાનેર અને પશ્ચિમે રણ છે. સૈકાના આરંભમાં વીકાનેરની ઈશાન કોણમાં ૧૩૦ મૈલ ઉપર ભટનેર છે ત્યાં તેમનું મુખ્ય મથક હતું. સિંધુનદીની પર્વે આછથી દરિયાસુધી ઉંચી જમીન ઉપર રેહેનારા આસામભાટીનાં નામથી ઓળખાએ છે. વળી તે કેહે છે કે કેટલીએક જાતો ગંગાની પૂર્વે વસેલી છે. ઇ. સ. ૭૯ માં મોટો શાલિવાહન અને તેનો છોકરો રાસાલુ એઓ યાદવની ફોજ લઇને ચઢયા હતા. તે રાસાલુ શિયાળકોટનો સ્થાપનાર હતો.

ભટ્ટીની કેટલીએક જાત શાલિવાહનના વંશના અમે છૈયે એમ આગ્રહપૂર્વક કહે છે. તેઓ પોતાને શાલિવાહનના વંશજ એમ કેહેવડાવે છે. શકરાજાના વંશના અથવા શકરાજકુમાર એમ પણ તેઓ કેહેવડાવે છે. તેઓ પોતાના સરદારને શાલિવાહનનો પ્રતિનિધિ અને વિષ્ણુનો અવતાર ગણે છે.

સર. એચ. ઈલિયટ સાહેબના ઇતિહાસમાં ખારીહારની પાસે જેહેલમના ડાબા કીનારા ઉપર ભાટિયા અથવા ભેરા નામે સ્થળ છે તે તેઓ પૂર્વતરફ ગયા તેની અગાઉનું તેમનું વસતિસ્થાન હતું એમ તેઓ બતાવે છે; અને ચીનાબ નદીઉપર (પંડી

ભટીનનો મોટો કસબો છે તેમાં તેમનું નામ જળવાઇ રહેલું છે.

મુસલમાનોના હુમલાથી આરંભ કરી તૈમૂરની સહુથી મોટી ધુળધાણી સુધીમાં ભાટિયાનાં પ્રગણાંની પડતી દશા થઇ તેનું વર્ણન સર. એચ્. ઇલિયટે આપ્યું છે.

જાડેજાઓ જે ભટ્ટીના નજીકના સંબંધવાળા છે તેમની ઇતિહાસ સંબંધી હકીકત સરકારના માગવાથી કચ્છના મહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રીદેસલજીએ લખી મોકલાવી તેની મતલબ નીચે પ્રમાણેઃ—

"મૂળપુરૂષ અત્રિઋષિથી ચન્દ્રવંશી રાજા યદુના વંશમાં અમે જન્મ્યા છૈયે. કૃષ્ણની રાણી જાંબુવતીના પુત્ર સાબથી અમે યદુના વંશના છૈયે. જ્યારે કૃષ્ણ શોણિતપુર ગયા અને બાણાસુર સાથે યુદ્ધ કરી ઓખા અનિરૂદ્ધને પરણાવી. પછી બાણાસુર સદેહ સ્વર્ગના જઇ મહાદેવમાં લીન થયો. પોતાનું રાજ્ય તેના પ્રધાન કોભાંડને સોંપી ગયો હતો. જ્યારે ઓખા અનિરૂદ્ધ સાથે સાસરે સિધારી ત્યારે તેની સખી તરીકે કોભાંડની પુત્રી રામા પણ તેની સાથે ગઇ હતી. ત્યાં તે રામા સાંબને પરણી તેનાથી તેને ઉષ્ણિક નામનો પુત્ર થયો. હવે કોભાંડને પોતાને કાંઇ પુત્ર નોહોતો તેથી પોતાની છોકરીના છોકરા ઉષ્ણિકને દ્વારિકાથી તેડી જઇ સોણિતપુર ને મિસરની ગાદી ઉપર બેસાડયો.

એ ઉષ્ણિકના વંશમાં કેટલીએક પેઢીએ દેવેંદ્ર નામનો પ્રતાપી રાજા થયો. તેને ચાર પુત્રો હતા. તેમના વખતમાં નબી મહંમદ જન્મ્યા હતા, અને તે પોતાના ધરમમાં સહુને ખેંચવાને યત્ન કરતા હતા. એ કારણથી એ ચાર ભાઇ મિસર,

( Egypt ) થી નાહા અને ઉરમુરાના બંદરથી ઉતરી ઓસમના ડુંગરપર ચઢી ગયા. નબી મહંમદ ત્યાં આવી પોહોંચ્યા. તે વખતે તે ચાર ભાઇઓમાંનો સહુથી મોટો જેનું નામ ઉગ્રસેન હતું તે નબીમહંમદના ધર્મમાં મળ્યો. ત્યારપછી તેનું નામ અસપત પડ્યું. બીજો જેનું નામ ગજપત હતું તે સુરત તરફ ગયો ને ત્યાં રાજ્ય કર્યું તેના વંશજો ચુડાસમા કેહેવાય છે. ત્રીજો જેનું નામ નરપત હતું તેણે ફિરોજશાહ પાદશાહને મારી ગજની લીધી અને ત્યાં રાજ્ય કીધું. ચોથો જેનું નામ ભૂપત હતું અને જેના વંશજો ભટી કહેવાએ છે તે સિંધ આવ્યા ને કચ્છ પ્રગણાંપર રાજ્ય કર્યું ફિરોજશાહના છોકરા સુલતાનશાહે નરપતના છોકરા સમાજામને ગજનીની ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો. તે ઠેકાણેથી સમાજામ કીજરનંધમાં રેહેવાને ગયો. સમાજામના વંશમાં જામ લખાર નામે થયો તે સિંધમાં નગરસમઇમાં આવ્યો ને ત્યાં રાજ્ય કર્યું ત્યારપછી નગરસમઇ મુખ્ય શેહેર ગણાવવા લાગ્યું.

જામ રાયધણજીના પિતા જામ લાખાજી તેમના વખતથી જાડેજા એ શબ્દ વપરાવવા લાગ્યો. એનાં બે કારણ છે. જામ જાડાને પુત્ર નોહોતો તેથી તેનો નાહાનો ભાઇ જે વિરજી તેની વહુ જેનું નામ રૂપાજીબા ચોહાણ હતું તેને જોડ દીકરા અવતર્યા. તેમાં મોટાનું નામ લાકાજી અને નાહાનાનું નામ લખારજી. સિંધી ભાષામાં જાડાને "જાડજન્મ્યો" કહે છે. મોટા લાકાજીને જાડાજામે ખોળે લીધો; અને ત્યારથી લાકો જાડા જામનો છોકરો કેહેવાયો. ગુજરાતી ભાષામાં તેને "ફલાણાનો પુત્ર" એમ કહે છે. એ નામ ઉપરથી લાખો જાડેજો એ નીકળ્યું છે.

અને લાખાજામના વંશજોને જાડેજા કહે છે. જાડાજામે લાખાને ખોળે લીધા પછી તેને ધાવ નામનો દીકરો અવતર્યો. જ્યારે એ છોકરો મોટો થયો ત્યારે તેણે લાખાજામ પાસે ગાદી માગી. ત્યારે લાખાજામે તેને સમઈ નગરની ગાદી આપી. એટલામાં પુરાના વંશની વેલ તુટવાથી પુરાની રાણી રાજીએ નગર સામઈથી લાખાજામને બોલાવ્યો અને તેને કચ્છદેશ હવાલે કર્યો.

ઉપર જણાવેલા મોટી પદવીના સરકારી અમલદારોએ શોધ કરી ભટી વગેરેના રાજ્યની અને જાતની હકીકત આપેલી છે તે બહુ સંતોષકારક છે. હાલ આપણા ન્યાતીબંધુઓ ક્યાં ક્યાં વસે છે, વેપારધંદામાં કેવી નામદારી મેળવી છે, રાજકીય પેશો છોડી વણિકવૃત્તિમાં કેવી દોલત સંપાદન કરી છે અને પરોપકારનાં કેવાં કેવાં કામો કોણે કોણે કર્યા છે, ઈત્યાદિ ઈત્યાદિ લખવાનો આરંભ કરૂં છું.

ભાટિયાની વસ્તી પંજાબ, સિંધ, મારવાડ, કચ્છ, હાલાર, સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ, ગુજરાત, ખાનદેશ અને મુંબઈમાં છે. એ જગાઓને પોતાની જન્મભૂમિ તેઓ સમજે છે. જન્મભૂમિમાં કેટલાક વેપાર કરે છે. કેટલાએક ખેતીવાડી, કેટલાએક સિપાઈગિરી અને કેટલાએક દરબારી નોકરી કરેછે. ભાટિયાઓની મોટી સંખ્યા સ્વદેશ છોડી પરદેશમાં વેપાર રોજગારસારૂ જાય આવે છે. ત્યાં સારી આબરૂ અને પ્રમાણિકપણાંથી પોતાનો વેપાર ચલાવે છે. હિંદુસ્તાનની વસ્તીમાં ભાટિયા જેવા સાહસિક, ઉદ્યોગી અને વેપારનિમિત્તે પરદેશ ફરનાર બીજા થોડાજ નીકળશે.

પંજાબમધ્યે ભાટિયાની વસ્તી લાહોર, અમૃતસર, મુલતાન, જંમુ અને દેરાગાજીખા વગેરેમાં છે. તેઓમાં કેટલાએક વેપાર

કરે છે, કેટલાએક ખેતીવાડી કરે છે, કેટલાએક સિપાઈગિરી અને કેટલાએક રાજકારભાર કરે છે. તેઓ પંજાબીભાષા બોલે છે ને પેહેરવેશ ઉપરથી પંજાબી લાગે છે.

સિંધમધ્યે નગર ઠઠ્ઠા, હૈદ્રાબાદ, શિકારપુર, ભાવલપુર, મીઠણકોટ વગેરે જુદા જુદા પ્રગણામાં ભાટિયા વસે છે. તેઓ સિંધીભાષા બોલે છે. તેમના પેહેરવેશ ઉપરથી સિંધી લાગે છે. તે આર્બસ્તાન, ઈરાન, કાબુલ, બુખારા અને હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતમાં વેપારઅર્થે જાય છે.

મારવાડમધ્યે જેસલમેર અને જેસલમેરના પ્રગણામાં ભાટિયાઓ વસે છે તેઓ મારવાડી ભાષા બોલે છે. પેહેરવેશ ઉપરથી મારવાડી લાગે છે. તેઓ કચ્છ, મુંબઇ અને હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં વેપાર રોજગારસારૂ જાય આવે છે.

કચ્છ, હાલાર, ઓખામંડળ, સૌરાષ્ટ્ર વગેરેમાં જે ભાટિયાઓની મોટી સંખ્યા વસે છે તે છુટક છુટક પંજાબ, સિંધ અને મારવાડથી આવી રહ્યા છે. પેહેલાં ભાટીઆની વસ્તી હાલારમાં હતી. તે લોકો જ્યારે કચ્છની આબાદી થવા લાગી ત્યારે કચ્છમધ્યે માંડવી, મુદ્રા અને અંજારમાં આવી રહ્યા. સિંધ, પંજાબ અને મારવાડથી પરભારા આવ્યા તે અબડાસા, મોડાસા, ગરડા, માક અને પાવર પ્રગણામાં આવી રહ્યા. તેઓ જમીન ખરીદ કરવા, ગીરવી રાખવા અને ખેડપોખ તથા વેપાર રોજગાર કરવા લાગા. જેઓ માંડવી, મુદ્રા, બદેરસર, અંજાર, ખંભાળીઆ, નગર, ઓખામંડળ વગેરે બંદરોના રેહેવાસીઓ હતા, તેઓ આસરે પાંચસો વરસ થયાં આર્બસ્તાન, આફ્રિકા, મલાઈ કોસતા, જાવા, બતેવીઆ, મોરીસ, બોરબોન વગેરે દેશમાં જળમાર્ગે વેપાર

રોજગાર કરવા લાગ્યા. એ વખતમાં જળમાર્ગની મુસાફરી ભારે સંકટ ભરેલી હતી. કચ્છનાં અખાતમાંથી નીકળતાં વાઘેર વાહાણો લૂંટતા. આગળ જતાં ભાવનગર અને જાફરાબાદના કોળીઓ લૂંટતા. મુંબઇ અને કોકણ તરફ આવતાં મરાઠાઓનાં ગલબતો વાહાણોને લૂંટતાં અને કીનારાથી દૂરના ભાગમાં ઉતબી આરબોનાં વાહાણો લૂંટતાં. આરબો તો માણસોને કાપી નાખતા અથવા પકડીને ગુલામો તરીકે વેચી નાખતા. જ્યારે ફ્રેંચો અને અંગ્રેજોની વચ્ચે લડાઈ ચાલતી તે વેળા ફ્રેંચો, ડચ અને સ્પાનિઆર્ડે પણ સમુદ્રમાં લૂંટ મચાવવાને બાકી રાખ્યું નથી આસરે પોણી બસો વરસ ઉપર હાલંડવાળા કચ્છના ગલ્ફમાંથી રામસિંગ વાઢેર વગેરે કેટલાંએક માણસોને પકડી લઇ ગયા હતા. રામસિંગ વગેરે ત્યાંથી કળાકૌશલ્ય શીખી આવ્યા. તેની કારીગરીના નમુના જોવા હોય તો ભુજદરબારમાં મોજુદ છે. જે ભાટીઆઓને આરબો ગુલામ તરીકે પકડી જતા તેઓને મસ્કતના ભાટીઆઓ પૈસા આપી છોડાવતા. તેમાંના એક રતનસી હધુઆણીને અમોએ અમારી નજરે જોયો હતો. એવાં દુઃખ અને અડચણોની દરકાર ન રાખી દર વરસોવરસ વેપાર રોજગારસારૂ હજારો ભાટીઆઓ પરદેશ જતા. તેમનું રજપૂત લોહી તેથી હિંમત હારતા નહીં. જે વાહાણમાં સમુદ્રની મુસાફરી કરવા જતા તે સાધારણ વાહાણ ન હતાં. તે વાહાણો બુબડાને નામે ઓળખાતાં અને તેમાં લડાઈનો સરંજામ તોપો, બંદુકો, તલવાર વગેરે હથિયારો તથા લડવૈયા સિપાઇઓ રાખતા. આસપાસ આવતાં વાહાણની અગમચેતી પકી કરતા કોઈને નજીક આવવા દેતા નહીં. એ બુબડાના પાછલા ભાગમાં

ત્રણ મજલા કરતા. તે દરેક મજલામાં બેઉ બાજુએ છથી આઠ તોપો ગોઠવતા. એમ દરેક બુબડામાં અઢાર અથવા ચોવીસ તોપો તો જરૂર. તેની સાથે જોઈયે તેટલો દારૂ ગોળા વગેરે લડાઇનો સામાન સંપૂર્ણ રાખતા. રસ્તામાં એક બે લડાઇ કર્યા વગર તો કોઇ ભાગ્યશાળીનાં વાહાણ ધારેલી જગાએ જઇ આવી શકતાં. આવા બારીક વખતમાં બસરા, અબુશેર, મસ્કત, મત્રા, બંદરઆબાશ. લિંગા, ભારન, ગ્વાદ, આદણ, શેહેર મકલ્લા, હુદૈદા, મશવા વગેરે આર્બસ્તાનના બંદરોમાં જગાએ જગાએ ઘર બાંધી રહ્યા હતા એટલુંજ નહીં, પણ બસરામાં તો ગોવિંદરાયની મૂર્ત્તિ પણ સ્થાપન કરી હતી. જ્યારે બસરાના લોકો જુલમ કરવા લાગા ત્યારે શ્રીગોવિંદરાયજીની મૂર્ત્તિ ત્રણસો વરસ થયાં મસ્કતમાં લાવી રાખી છે. ભાટીઆઓ તેની સેવા હાલ પણ કરે છે. આફ્રિકાનાં બંદરોમાં લામુ, સુબાશા, ઝાંઝીબાર, ફેબાં. મગાગોની. મજજીમાં, કીલવા, મગાંવ, બરાવા વગેરે એ જંગબારના સુલતાનના રાજ્યનાં બંદરોમાં, ગામડાંઓમાં જ્યાં સો આફ્રિકાના લોકો રેહેતા હોય ત્યાં એક ઘર ભાટીઆનું તો હોવું જોઈએ. લામું વગેરે શેહેરોમાં તથા ગામડાંઓમાં આગળ તો વરસ દહાડે બે ચાર માણસોને તે જંગલીઓ મારી નાખતા, તથા કોઇકોઇને જોરજુલમથી વટલાવતા. આફ્રિકામધ્યેના પોર્તુગીઝના રાજ્યમાં મોઝાંબિક, વીબુ, ફૂંગાની, કિસંગા, માંભા, છાંગા, ટાંગા, લુરી, કિલમાણી, સોફાલા, કાબકુરેંન. ઇબાન; આ છેલ્લાં ચાર બંદરો આફ્રિકાના દક્ષિણ છેડાઉપર કેપ આવ્ ગુડહોપની નજદીક આવેલાં છે. આફ્રિકાની પાસે માડાગાસ્કર્, કોમર, મોવાટાના ટાપુઓમાં પણ

જથુક પેઢીઓ કરીને ભાટીઆઓ રહ્યા છે. આર્બસ્તાન અને આફ્રિકામાં ઉત્પન્ન થતી ચીજો હિંદુસ્તાન અને યુરોપ વગેરે ઠેકાણે મોકલે છે; અને આર્બસ્તાન અને આફ્રિકામધ્યે ખપતી ચીજો હિંદુસ્તાન અને યુરોપ વગેરેથી ખરીદ કરાવી ત્યાં લાવી વેચે છે. હાથીદાંત, માઇદાન, કોડીકોડા, ગેંડાનાં ચામડાં, કચકડાં, છીપ વગેરેનો વેપાર વૈષ્ણવો કરે છે, તેમાં કોઇ પ્રકારની છીત ગણતા નથી. બ્રહ્મદેશ, મલાઇ કોચીના, જાવા, બતાવ, વગેરેમાં વેપારસારૂ ભાટિયાઓ જતા આવતા. એ જગાઓ બહુ ધાસ્તી ભરેલી હતી. માલ બદલ માલ લેવો વેચવો તે વખત સાવચેતીથી હથિયારબંધ તૈયાર રેહેવું પડતું ત્યારે વેપાર થાતો. તેસારૂ આ કેહેવત મશહૂર છે કે "જે જાય જાવે સો ફેર નહિ આવે, ફેર આવે તો પૌત્ર પરપૌત્રાશું ખાવે." હિંદુસ્તાનમધ્યે સામટી રીતે કહિયે તો સર્વે ઠેકાણે ભાટિયા વેપારીઓ પસરેલા છે. દક્ષિણતરફ સીલોનના ટાપુથી પૂર્વ ભાગનાં મધરાસ, કલકત્તા વગેરે સઘળાં બંદરોમાં વેપાર સારૂ રહેલા છે. પશ્ચિમતરફ મલબાર, કોકણ તરફનાં સઘળાં બંદરોનો તથા મધ્યભાગોનો વેપાર પણ ભાટીઆઓને હાથ રહેલો છે. ઘાટઉપર અને હિંદુસ્તાનમાં દિલ્હી, આગ્રા, કાનપુર, મારવાડ, પંજાબ, નેપાલ વગેરે વેપારનાં મથકોમાં ઘણે ઠેકાણે ભાટીયા પોંહોંચી વળ્યા છે.

મુંબઈમધ્યે ભાટિયાની વસ્તી છેલ્લી ગણતરી મુજબ ૫૪૧૭ની છે. મુંબઇના વેપારનો મોટો ભાગ ભાટિયાઓના હાથમાં રહ્યો છે. રૂ, કાપડ, ધાતુ, સર્વે જાતનું કરીઆણું, ઘી, તેલ, અનાજ, ખાંડ, સાકર વગેરે સઘળી ચીજોનો વેપાર તથા સરાફી

અને વ્યાજુનો ધંધો પણ કરે છે. વેપારનાં મથકોઉપરની કીમતી સ્થાવર મીલકતો રાખે છે. મુંબઈને લગતા દેશાવરોમાં ભાટિયાની આંટ સર્વે ઠેકાણે પોંહોંચી શકે છે. જે ઠેકાણે વેપાર રોજગાર રૂડી રીતે ચાલે છે ત્યાં ભાટીઆઓ સારી રીતે પોતાની આંટથી કામ કરી શકે છે. આવા ઓહોળા વેપારમાં ભાટીઆઓની મોટી સંખ્યા પડેલી છે. વેપારમાં નફો થાય છે તેમ કોઈ વખત મોટી નુકસાની આવી પડે છે, તોપણ દેવાળું કાઢી ઈન્સાલવંટ થવું એ વાત ભાટિયા જાણતા નથી. આપણે ઇનસાલવંટોનું લિસ્ટ દર અઠવાડિયે વાંચિયે છૈયે તેમાં બે ચાર વરસે કોઇ ભાગ્યહીન ભાટીઆનું નામ જોવામાં આવે છે. કોઈના કરજમાં રેહેવું અને નર્કમાં પડવું એ બરાબર સમજે છે. આવી રૂડી ઘાનતદારીથી વેપાર રોજગારમાં ફતેહ મેળવી છે. ધીરધાર કરવામાં પણ સદા ઓલાઢોલા રહે છે. નાણું ધીરવામાં કોઇ પ્રકારે મનમાં સંશય રાખતા નથી. તેથી વેપાર મોટા પાયાઉપર કરી શકે છે. કોર્ટો લડવી, કજીયા કરવા એ વાતથી પણ ભાટીઆ ઘણુંકરી પરહેજગાર રહે છે તેથી ચઢતી દશાને પોંહોંચ્યા છે. મોટી દોલત સંપાદન કરી છે. સ્પિનિંગોનો ધંધો મુંબઈમાં નીકળ્યો તો તરત તે ધંધો ભાટીઆઓએ પકડી લીધો. ભાટીઆની હસ્તકની મીલો સહુથી સારી રીતે ચાલેછે. બીજા લોકો કરતાં વધારે નફો મેળવે છે. વેપાર રોજગારમાં જેમ નામ મેળવ્યું છે તેમજ મુકાદમી, દલાલી ને ચાકરી કરવામાં પણ સારી આબરૂથી વરતે છે. જો કે અંગ્રેજી વિદ્યાતરફ જોઇએ તેવો લક્ષ લાગ્યો નથી તોપણ વેપારધંધાસંબંધી જ્ઞાન તેમણે ઉત્તમ પ્રકારનું મેળવ્યું છે. જુદા જુદા દેશોની જુદી

જુદી ભાષા બોલનાર તથા સમજનાર ભાટિયાની જાતના ઘણા લોકો આપણને મળી આવશે.

ભાટિયાની નુખોસંબંધી જે નોંધ આપી છે તે ઉપરથી આપણને સમજાય છે કે શૈવ, સ્માર્ત્ત અને વૈષ્ણવ ધર્મ અસલથી પાળતા આવ્યા છે. વજ્રનાભને આસરે પાંચહજાર વર્ષ વીતી ગયાં, તોપણ વેદધર્મની છાપ ભાટીઆઉપર જેવી ને તેવી રહેલી છે. આસરે બસેં વરસ થયાં વલ્લભાચાર્યના સંપ્રદાયમાં આવવા લાગ્યા. સંવત ૧૭૩૬ના વરસ મધ્યે વલ્લભજી મહારાજે જામ નગરમાં મંદિર સ્થાપ્યું. જે મંદિર હાલ વ્રજનાથજી મહારાજનાં વહુજીના તાબામાં છે. વલ્લભજી પછી ચાર પુરૂષ એ ગાદીઉપર થઇ ગયા. કચ્છમધ્યે માંડવીમાં શ્રીલક્ષ્મીનારાયણનું મંદિર બંધાયું તે વેળા ગુસાંઈજીના પૌત્ર ગિરધરજીના પુત્ર ગોપીનાથજી જેમણે સોમયાગ કર્યાથી તેમને દીક્ષિત પદ્વિ મળી. એ મહારાજ કચ્છમાંડવીમાં આસરે સંવત ૧૬૯૦ માં આવેલા તે વેળા શ્રીલક્ષ્મીનારાયણની મૂર્ત્તિની પ્રાણપ્રતિષ્ઠાનાં કામમાં સામેલ હતા એવું માંડવીના લોકોની દંતકથાઉપરથી જણાય છે. માંડવીમધ્યે દ્વારકાનાથજી મહારાજ સંવત ૧૭૪૫ માં આવ્યા. તેણે શ્રીનટવરજીનાં મંદિરની સ્થાપના કરી. દ્વારકાનાથજીની પછી માંડવીની ગાદીઉપર ચીમનજી, જગન્નાથજી, રણછોડજી, શ્રીકૃષ્ણજી અને પનાલાલજી થઇ ગયા. શરૂઆતમાં કાંઈ ઝાઝા સેવકો ન હતા. આસતે આસતે કામ વધતું ગયું.

ચીમનજી મહારાજનો જન્મ સંવત ૧૭૭૭ ના વૈશાખ વદ ૬ નો, જગન્નાથજીનો જન્મ સંવત ૧૮૦૩ ના આસો સુદ ૫ નો, રણછોડજીનો જન્મ સંવત ૧૮૨૮ ના માહા વદ ૮ નો, શ્રીકૃષ્ણ-

જીનો જન્મ સંવત ૧૮૪૮ના કારતક વદ ૭ નો; જગન્નાથજી મહારાજના વખતમાં નાતનો બંદોબસ્ત હતો, જે પચાસ વરસની સ્ત્રીઓ દર્શને જાય. તેથી નાની ઉમરની સ્ત્રીઓ ફક્ત અગિયારસને દહાડે ઉત્થાપન અથવા ભોગ સમે સાસુ. મા અથવા કોઈ પણ વૃદ્ધસ્ત્રી ભેગી જાય. જ્યાંસુધી કાનખેતાણી વગેરે જીવતા હતા ત્યાંસુધી આ બંદોબસ્ત ચાલ્યો.

કચ્છના રેસિડંટ કર્નલ પાટિંજરે સન ૧૮૩૬ કે ૧૮૩૭ નાં વરસમાં કચ્છની વસ્તીનો જાતીવાર અડસટ્ટો કાઢ્યો હતો, તેમાં ભાટીઆની વસ્તીની ૩૨૦૦૦ ની ગણુતી થઇ હતી. માંડવી અને તેની આસપાસ હાલ પણ દશહજાર ભાટીઆ વસેછે. કચ્છ અને ઓખામંડળ વગેરે પ્રાંતોમાંની ન્યાતમાં કાંઈ ભારે તકરાર પડતી તો ત્યાંનાં ન્યાતીલા માંડવીનાં મહાજન પાસે આવતા. માંડવીનું મહાજન જે ચુકાદો કરી આપે તે કબુલ રાખતા. રાજદરબારમાં પણ મહાજનનું ભારે વજન હતું. કાંઈપણ રાજકાજ બાબત ફેરફાર કરવાનો હોય તો તેમાં પણ મહાજનની સલાહ લેવાતી. મહાજન અને દરબાર વચ્ચેનું નાતું એક કુટુંબ પ્રમાણે ચાલતું.

રાયપુર બંદર જેને હમણાં માંડવી કહે છે, તેના ગઢનો પાયો સંવત ૧૬૩૬ નાં વરસમાં નાખ્યો. અંજારના ગઢનો પાયો સંવત ૧૬૦૨ નાં વરસમાં નાખ્યો અને મુદ્રા સંવત ૧૬૯૬ નાં વરસમાં વસાવ્યું. એ બંદરોની દિનપર દિન આબાદી વધતી ગઈ તેથી વેપાર રોજગાર સારો ચાલ્યો.

ભાટીઆની નાતમાં માંડવીના અને મુંબઇનાં મહાજનનું વજન અગાઉ ભારે હતું. જ્યારે ન્યાતમાં વાંધો બખેડો હોય ત્યારે

સર્વાનુમતે તેનો નિવેડો લાવતા. જેને શિક્ષા કરવામાં આવતી તે ભારી દુઃખમાં આવી પડતો. તેથી વેસવાળ અને ખાનપાનની રીત કોઇ તોડતો નહીં. મોટી સંભાળથી ન્યાતરીત સંવત ૧૯૨૦ સુધી તો બરાબર ચાલી. પાછળથી તે તુટતે તુટતે સંવત ૧૯૨૯ લગી જેમ તેમ ચાલી. સંવત ૧૯૩૦ માં છેક તૂટી ગઈ; કારણ કે કેશવજી જાદવજી અને મૂળજી જેઠા વગેરેએ પોતપોતાની મંડળીઓ સ્થાપી. તેથી મુંબઇની ન્યાતની શેઠાઇનું વજન જાતું રહ્યું. જે ભાઇઓને નવી દોલત મળી તેઓને નાતની શેઠાઇ મેળવવા ભારે હોંસ વધી. પણ મોભાવગર અને ન્યાતની રીતભાતનાં જ્ઞાન વગર ન્યાતમાં વજન પડી શક્યું નહીં જે કાંઈ ન્યાતમાં ઠરાવ કરે તેને કોઈ ગણકારે નહીં એવી સ્થિતિ થઇ પડી.

માંડવીનાં મહાજને ન્યાતનાં ભલાંસારૂ સંવત ૧૮૯૪ નાં વરસમાં બંદોબસ્ત કીધો છે, તે અદ્યાપિ સારી રીતે ચાલે છે. વેસવાળ અને લગનની વેળા આપવા લેવાની રીત મુકરર કરી છે, તે ચાળીસ વરસ થયાં ટકી રહી છે.

રાજ્યદરબારમાં પદ્વિ મેળવનારમાં માંડવીના નાનજી જીવરાજે કચ્છના દીવાનની પદ્વિ મેળવી અને જબર લીલાધરે જુનાગઢના દીવાનની પદ્વિ મેળવી. અમારા કુટુંબીઓએ સાત આઠ પેઢી થઇ મસકત જંગબારના સુલતાનના ઈજારાનું કામ કર્યું. જેરામ શિવજીએ જંગબારના સુલતાનના ઇજારાનું કામ જીંદગીભર કર્યું. એ કામમાં એ ગૃહસ્થે મોટી દોલત મેળવી અને ધર્મનાં કામ પણ ઘણાં કર્યાં. શેઠ મુરારજી ગોકળદાસ અત્રેની કૌંસિલમાં મેમ્બર હતા અને સી. એસ. આઈનો ઈલકાબ મેળવ્યો. શેઠ

ગોકુળદાસ તેજપાળ યુનિવરસીટીના ફેલો થયા હતા. જસ્ટિસ આવ્ ધ પીસનો હુદ્દો પાંચ છ ભાટિયા ભોગવે છે.

શેઠ. ગોકળદાસ તેજપાળ હાલના વખતમાં મોટા ધરમી અને પરોપકારી થયા. એમના જેવાં કામ આપણામાં કોઇએ કર્યાં નથી. શેઠ મોસુફનાં ધર્મખાતાની રૂપૈયા ૩૩૫૦૦૦ ની સ્થાવર મિલકત હાલ તૈયાર છે અને રૂપિયા ૧૪૦૦૦૦૦ ચૌદ લાખથી વધારે રોકડ મીલકત છે. સ્થાવર જંગમ મળી જુમલે રૂપિયા ૧૭૫૦૦૦૦ થાય છે. તેમના ગુજરવા પછી આસરે બે લાખ રૂપિયા ધર્મખાતામાં ખરચાયા. ધર્મખાતામાં ન્યાતસારૂ, ધર્મસારૂ અને વિદ્યાવૃદ્ધિનાં કામસારૂ સારી ગોઠવણ કરેલી છે. નિરાશ્રિત નાતીલાઓને આસરો આપવાસારૂ જુદાં જુદાં પાંચ ફંડ મુકરર કર્યાં છે. તે ફંડમાં રૂપિયા ૩૮૦૦૦૦ આસરે વ્યાજસાથે થાશે.

શેઠ મૂળજી જેઠાએ શ્રીદ્વારકાનાથજીનાં મંદિરની સ્થાપના કરી છે, તે મંદિર સારી જગાએ બાંધ્યું છે. ત્યાં વૈષ્ણવોને દરશનસારૂ સારી અનુકૂળતા થઇ છે. શેઠ વિસરામ માવજીએ ઓખામંડળમાં શ્રીદ્વારકાનાં રણમાં રસ્તો બંધાવ્યો અને દ્વારિકામધ્યે ડિસપેનસરી સ્થાપી. શેઠ મનજી નરસીએ ગરીબ ન્યાતીલાઓને મદદ કરવાસારૂ રૂપિયા ૫૦૦૦૦ નું ફંડ જુદું કાઢ્યું. તેની ઉપજમાંથી ગરીબોને જમાડે છે. જેરામ શિવજીવાળાએ બેટમાં મુસાફરોને ખીચડી ખવાડવાને ત્રીસ વરસ થયાં શરૂ કર્યું છે તે અદ્યાપિ ચાલેછે ને સેંકડો સાધુઓ તેનો લાભ લેછે. અત્રે શેઠ. દેવજી ગંગાધરે ત્રીસ બત્રીસ વરસ થયાં જગન્નાથ શંકરશેઠની વાડીમાં સાધુઓને જમાડવાનું શરૂ કીધું છે, તે હજીપણ તેમના પુત્ર શેઠ ગોકળદાસ દેવજી ચલાવેછે. દરરોજ સેંકડો

સાધુઓ તેનો લાભ લેછે. શેઠ જીવરાજ બાલુના દારકાદાસ વસનજીએ અત્રે કન્યાશાળા સ્થાપી છે, અને ધર્મશાળા, તળાવ, કુવા વગેરે મોટી સંખ્યામાં ઠામ ઠામ કરેલાં છે. તેની યાદી આ ઠેકાણે આપવાથી લંબાણ થાય માટે તે આપી નથી.

કચ્છી, હાલાઇ, ઓખાઇ, પોરેચા, કાઠિયાવાડી, ગુજરાતી, અને ધરણગામ વગેરેના રેહેવાસીઓ વચ્ચે દીકરી લેવા દેવાનો વેહેવાર છે; અને જેસલમેરના રેહેવાસીઓ જે માંડવીમાં વસેછે તે ન્યાતમાં ખાય પીએ છે. જે એક પંક્તીએ બેસીને જમે તેવાની પંચોતેર હજારથી વધારે સંખ્યાછે. સિંધના રેહેવાસીઓ જેઓ આગળ ભળી ગયલા તે તો હાલ કચ્છી કેહેવાય છે. જે નહિ ભળ્યા તે અલગ રહેલા છે. પંજાબના રેહેવાસી બહુ દૂર પડ્યા તેથી એમની સાથે ખાનપાનનો વેહેવાર રહ્યો નથી, તોપણ આપણે જ્યારે પંજાબ જઇએ ત્યારે તેઓ સારી બરદાસ્ત લેછે. એ વાત ત્યાં જઇ આવેલાના કેહેવાથી જાણી છે.

બધી જગાના ભાટીઆઓ ખૂબસુરત છે. તેમ વેપાર રોજગારમાં તથા પોતાનાં કામકાજ કરવામાં હુંશિયાર અને ખંતી છે. કચ્છી તથા હાલાઇની સ્ત્રીઓ ભરત ભરવામાં તથા ગીત ગાવામાં ભારે ચતુર છે. ભરતનું કામ બહુ સારૂં કરેછે. પેહેરવેશ ઉપરથી પણ સુંદર અને સોહામણી લાગે છે. પોતાનાં ઘરનું કામકાજ કરવામાં તથા રસોઇ કરવામાં તેની છટા બહુ સારી છે.

હાલ ગરીઓ ભારે સંકટમાં આવી પડ્યા છે. કન્યાઓ બહુ મોંધી થઈ, પેહેરવા ઓઢવાનો શોખ ભારે વધી ગયો. પાંચ હજારનાં ઘરેણાં વગર કન્યા મળવી દુર્લભ ગરીબ એટલા

રૂપિયા ક્યાંથી કાઢે ? તેને તો કુંવારાજ મરવું પડે. આ બાબતનો બંદોબસ્ત કરવા કોઈ નાતમાં મોભાવાળો માણસ રહ્યો નહીં. જેમ ઘરેણાં પેહેરવાનો શોખ વધ્યો તેમ ઊંચા વસ્ત્ર પેહેરવાનો શોખ પણ વધતો ચાલ્યો છે. આગળ પાંચસે રૂપિયાનાં ઘરેણાં ને સો સવાસોનાં વસ્ત્રથી ગરીબોના છોકરાઓ ઘર માંડી બેસતા એ વાત જાતી રહી છે.

ગૃહસ્થ લેખે મોટી મીલકતો વાપરનારમાં શેઠ જીવરાજ બાલુવાળા દ્વારકાદાસ વસનજી ભારે મોજીલા થઇ ગયા. તેમણે અત્રે વાલુકેશ્વરમાં દરિયામેહેલ નામે બંગલો બાંધ્યો. તેનું બાંધકામ, ફરનીચર, મ્યુઝિયમ વગેરે ઉપર આસરે રૂપિયા ૫૦૦૦૦૦ ખરચ થયો. બીજાં ઝવેરાતો એમની પાસે છે તેવ બીજા ગૃહસ્થોને ત્યાંથી પણ નીકળે; પણ એક સાનસી નામનો પ્રખ્યાત હીરો એમને ત્યાં છે તે યુરોપના જુદા જુદા પાદશાહો-પાસે જુદે જુદે વખતે હતો. તેનો ઈતિહાસ સેંકડો વરસનો આપણા જોવામાં આવે છે. એ હીરો ચાર્લસ ધ બોલ્ડ નામના પાદશાહ પાસે હતો. તેણે તે "ગ્રેનસન" ની લઢાઈમાં ખોયો તે એક સીપાઇને જડ્યો. તેની પાસેથી પોર્તુગાલના ખજાનચીપાસે આવ્યો. બાદ ત્રીજા હેનરી રાજાએ તેની પાસેથી મગાવ્યો. ત્યાંથી ફ્રાન્સના બાદશાહપાસે આવ્યો ને પછી રૂશિયાના બાદશાહ પાસે ગયો. તેની કિંમત ૪૦૦૦૦૦ રૂપિયા તે વખત ગણાતી. તે હીરો બીજા સર. જમસેદજી જીજીભાઇ બારોનેટ ઈંગ્લાંડ ગયા ત્યારે તેમણે રૂપિયા ૨૫૦૦૦૦ એ ખરીદ કીધો. તે શેઠ દ્વારકાદાસે તેમનીપાસે રૂપિયા ૧૫૦૦૦૦ એ લીધો. હાલ તે એક શિરપેચમાં નાખવામાં આવ્યો છે.

મારાં જ્ઞાતીબંધુઓને નમ્રતાઇથી વિનંતિ કરૂં છઊં જે ભાઇ-ઓ! આપણા પૂર્વજો કેવા શૂરવીર થઈ ગયા !! તેવા વીર પુરૂષો તમે થાઓ. એકબીજાઉપર સ્નેહભાવ રાખો. મિથ્યાભિમાન અને મત્સર તજી પરોપકારબુદ્ધિથી રૂડાં કામો કરો. જેમ આપણા વડીલોએ પોતાની જાતઉપર પ્યાર અને મમતા રાખ્યાં હતાં તેમ આપણે રાખવાં. એકબીજાને સર્વ પ્રકારે રૂડી રીતે મદદ કરવી. હાલ અંગ્રેજી વિદ્યા બહુ જરૂરની છે, તેનો અભ્યાસ છોકરાઓને કરાવો. પુત્રીઓને પણ ઉત્તમ પ્રકારની કેળવણી આપો તો હવે પછી પ્રજા સારી થશે. દુર્વ્યસન ને દુરાચારથી દૂર રહો. સત્યાસત્યનું વિવેચન કરવા અભ્યાસ રાખો તો સદા પરમેશ્વર આપણી જ્ઞાતની ચઢતી કરશે. તથાસ્તુ.

